શ્રી

ઉદ્યાપન

રાજનગર તથા મહોત્સવ.

શ્રી

# જિનેંદ્ર સ્તવન પુંજ.

પ્રયોજક

કવિ રસિક.

ઝવેરી ભોગીલાલ ધોળશાજી

અમૂલ્ય.

સુચના. આ અગર કોઇપણ પુસ્તક નની
અશાતના કરશો નહિ.

ફીનીક્ષ પ્રી. વર્કસ

શ્રી

# રાજનગર ઉદ્યાપન મહોત્સવ.

શેઠ જમનાભાઇ ભગુભાઇના ઉજમણાનું બ્યાન

તથા

## શ્રી જિનેંદ્ર સ્તવન પુજા.


પ્રયોજક—'કવિ રસિક'

ઝવેરી ભોગીલાલ ધોળશાજી.

ડોશીવાડાની પોળ—અમદાવાદ.



પ્રકાશક,

શ્રી જૈન શ્વેતાંબર સહકાર સમિતિ તરફથી

શા. અમરતલાલ કાળીદાસ.

રાજામહેતાની પોળ—અમદાવાદ.

પ્રથમાવૃત્તિ. પ્રત ૨૦૦૦

સંવત ૧૯૮૪ સને ૧૯૨૮

મુલ્ય સદુપયોગ.

# પ્રસ્તાવના.

આ ઉદ્યાપન મહોત્સવમાં **શ્રીમાન્ શેઠ જમનાભાઇ ભગુભાઇ** તરફથી તેઓશ્રીના બંગલે માંડવામાં આવેલા ઉજમણાનો હેવાલ રજુ કરવામાં આવ્યો છે. તેની યોજના પદ્યાત્મક શૈલીએ અસલની દેશીઓમાં તેમજ કેટલીક રાગણીઓમાં કરવામાં આવી છે, પરંતુ તે સાથે તેના વાંચનાર ભવ્યાત્માઓને કંઈક પણ આત્મબોધ મળે એ હેતુથી તે બની શકે તેટલી સરળ અને રસમય તથા શાસ્ત્રીય આજ્ઞાને અનુસરીને કરવામાં આવી છે.

હાલમાં જો કે દેશીબદ્ધ પ્રબંધો વાંચવાનો શોખ અલ્પ જણાય છે તોપણ, જો તેની યોજનામાં કંઇક રસજ્ઞતા અને સરળતા આવેલી હોય તો જરૂર તેનો પણ લાભ લેનારા નીકળી આવે છે, અને એજ હેતુથી સામાન્ય બોધવાળા જીવો પણ તેમાંથી કંઇક પ્રાપ્ત કરી જાય તે માટે બની શકે તેટલી સરળ શૈલીમાં આ ખ્યાન ગુંથવામાં આવ્યું છે.

શરૂઆતમાં સકળ સુખના દાતા **શ્રી સંખેશ્વર પાર્શ્વનાથ**ની સ્તુતિ કરી, **શેઠ જમનાભાઈ**ની ધર્મવૃત્તિનું દિગ્દર્શન બતાવવામાં આવ્યું છે; ત્યારબાદ તે ધર્મભાવનાથી વાસીત શેઠના અવસાન પછી તેમની ધર્મભાવનાને અનુસરીને ચાલનાર તેમની વિધવા પત્નિ **માણેકબાઇ**એ સ્થાપન

કરેલ શ્રીવીશસ્થાનક, શ્રી નવપદજી તથા શ્રીપંચજ્ઞાન-ના ઉદ્યાપનનું સંપુર્ણ વર્ણન આપવામાં આવેલું છે, જેમાં નીચે પ્રમાણે જુદી જુદી વસ્તુઓ યોજવામાં આવી છે.

આ બયાન બે સખિઓના પ્રશ્નોત્તર રૂપે ગુંથવામાં આવ્યું છે, જેથી વાંચક વર્ગ તે સહેલાઇથી સમજી શકે તેમ છે. એક સખી બીજી સખીને પ્રશ્ન કરે છે, જેનો ઉત્તર આપતા બીજી સખી જ્ઞાન, દર્શન અને ચારિત્રના ગુણ તથા પ્રભાવનું વર્ણન કરે છે, તેમજ સમોવરણ, શ્રી શત્રુંજયગિરિ અને બીજા કેટલાક દશ્યોના પ્રત્યુત્તર આપતી તે સ્થળની શોભાના ગુણગાન કરે છે. આ બીના ઘણીજ આકર્ષક અને આલ્હાદક છે, જે વાંચી જવાથી માલુમ પડશે.

ત્યારબાદ પુસ્તકની મહત્વતા જાળવવા માટે તેમજ ઘણા જિજ્ઞાસુ ભાઇઓની માગણીને સંતોષ આપવા માટે, તેની અંદર મારી રચેલી શ્રી સત્તરભેદી પુજા, શ્રી વર્ત્તમાન ચોવીશીના તીર્થંકરોના સ્તવનો તથા બીજા કેટલાક સ્તવનો અને પદો વિગેરે દાખલ કરવામાં આવ્યા છે, જે ધર્મપ્રેમી મહાશયોને સાદ્યંત વાંચી જવાનો હું ખાસ આગ્રહ કરૂં છું, અને દષ્ટિદોષ અગર મતિદોષથી રહી ગએલી મારી ભૂલ મને દર્શાવવા માટે પ્રેમ પૂર્વક વિનંતિ કરૂં છું. અસ્તુ.

વસંત પંચમી.
સંવત ૧૯૮૪

કવિ રસિક.

## ધર્મપ્રેમી શ્રીમાન શેઠ જમનાભાઈ ભગુભાઈ.



# અર્પણ પત્રિકા.

મર્હુમ બાળ બ્રહ્મચારી શાસન સંરક્ષક યોગીશ્વર
શ્રીમદ્ વિજયકમળ સૂરિજી મહારાજ.

આ નશ્વર જગતમાં જન્મ અને મરણ પ્રાણી માત્રને વીંટીને રહેલું છે, પરંતુ જે પુણ્યાત્માઓ આ વિશ્વમાં વિહ્વલ બનેલા જીવોને પોતાના ઉપદેશામૃતનું સીંચન કરી તેમાંથી બચાવે છે તેજ ધન્ય છે. આપ મહાપુરૂષ પણ તેજ કોટીના હતા. આપે બાળવયમાંજ આત્માના ઉત્તમ ગુણોને ખીલવનારી પ્રવ્રજ્યા ગ્રહણ કરી પંચાવન વર્ષ જેટલા લાંબા સમય સુધી તેને નિષ્કલંક પાળીને શ્રી વિતરાગ પ્રભુના શાસનની મહત્વતા સ્થળે સ્થળે ફેલાવી છે, અને અનેક ભવ્યાત્માઓને તેના ભોક્તા બનાવી કલ્યાણના માર્ગપર ચઢાવ્યા છે.

આપ મહાત્માનો વૈરાગ્ય અને શાસન પ્રેમ અપૂર્વ હતા, જેનું યથાસ્થિત વર્ણન કરવાની મારામાં શક્તિ નથી તોપણ આપની તે સદ્ભાવનાનું મને ચીરકાળ પર્યંત સ્મરણ રહે એ ઇચ્છાથી, હું આપ સૂરિ પુંગવના કર કમળમાં આ ઉદ્યાપન મહોત્સવ નામનું ધર્મભાવનાને ખીલવનારૂ રસીલું પુસ્તક અર્પણ કરી કૃત કૃત્ય થાઉં છું.

લી૦ દાસાનુદાસ
કવિ રસિક.

# શાસન સંરક્ષક શ્રીમદ્ વિજયકમળ સૂરિજીનું સ્વર્ગગમન.

[કર્મ તણી કથનીરે કોને જઇ કહું—એ દેશી.]

ધર્મ ધુરંધર શાસન રક્ષક સાહીબા, શ્રીમદ્ વિજયાનંદ સૂરિ પટધારજો; વિજય કમળસૂરિ સાહેબ સ્વર્ગે સંચર્યા, એ સાભળતાં શોક થયો હદપારજો ॥ધર્મ૦॥૧॥ શાન્ત સુધાનિધિ એ મુનિવર બહુ સાંભરે, જે નિજ સુવિહીત મુનિ ગણના આધારજો; આ કલિયુગમાં જિનમત જેણે સાચવ્યો, દેશાંતરમાં કીધો બહુ ઉપકારજો. ॥ ધર્મ૦ ॥૨॥ રોમ રોમ જે સંયમના રાગી હતા, દોષ રહિત જિન દિક્ષા પાલણહારજો; અન્ય જનોને એ મારગમાં લાવવા, બંધુ ભાવે દેતા બોધ શ્રીકારજો ॥ ધર્મ૦॥૩॥ "જગત્ અનાદિ દુઃખ દાવાનળમાં બળે, જીવ બિચારા થઇને મોહાધિનજો; પુદ્ગળ સંગે સુખ સાચુ પામે નહિ, સાચા સુખીયા જે આતમગુણ લીનજો." ॥ધર્મ૦॥૪॥ એમ અનેક સ્થળે ઉપદેશ દઇ ઘણો, શ્રાવક વર્ગ બનાવ્યો ધર્મે સ્થીરજો; એ ઉપકારી ભાનુ આજે આથમ્યો, નામ સ્મરંતા નયણે આવે નીરજો ॥ધર્મ૦॥૫॥ સ્વારથીયા ઉપકારી જગમાં બહુ જડે, નિસ્વારથ એ મુનિવર ગુણ ભંડારજો; સદ્ગુણરાગી જન મનથી નવ વિસરે, 'રસિક' જનો સંભારે વારંવારજો ॥ધર્મ૦॥૬॥

---

# માતર મંડન શ્રી સુમતિનાથજીનું સ્તવન.



[ સિદ્ધારથનારે નંદન વિનવું.—એ દેશી. ]

માતર મંડન સાહિબ સાંભળો, અરજ કરે અરદાસ; પરમ દયાળુ જગતમાં તું વડો, પૂર્ણ કરો મુજ આશ. ॥ માતર૦ ॥ ૧ ॥ સુમતિ જિનેશ્વર મહિમા અતિ ઘણો, સાચા દેવ સુજાણ; જો મુજ ભવ ભય દૂર હઠાવશો, તો તુમ નામ પ્રમાણ. ॥ માતર૦ ॥ ૨ ॥ સુંજ ગામનારે ક્ષેત્રથી નીકળ્યા, સ્વપ્ન દઈ ભગવાન; ગામ ગામનારે લોક મળ્યા ઘણા, લઇ જાવા નિજ સ્થાન. ॥ માતર૦ ॥ ૩ ॥ હોંસાતોસેરે વાદ વિવાદમાં, પાર પડે નહિ કાંય; એમ સમજી એક વૃદ્ધ જણાવતો, જાશે પ્રભુ મન જ્યાંય. ॥ માતર૦ ॥ ૪ ॥ સર્વ જણે એહ વાત કબૂલ કરી, પુજી શ્રી જિનદેવ; વગર બળદનારે ગાડે સ્થાપીઆ, જે ચાલ્યુ સ્વયમેવ. ॥ માતર૦ ॥ ૫ ॥ માતર કેરારે પુન્ય ઉદય થકી, પ્રભુ આવ્યા તેહ ઠામ; કંઈક જનોનારે વાંછિત પુરીઆ, કીધાં અચરિજ કામ. ॥ માતર૦ ॥ ૬ ॥ પ્રતિમા નિરખીરે ભક્તજનો કરે, ભવ્ય જિનાલય ત્યાંય; સુંદર ત્રઇણ શિખરનું સોહતુ, મહિમા અતિહી ગવાય. ॥ માતર૦ ॥ ૭ ॥ વેદ[૪] સમિતિ[૫] વસુ[૮] શશી[૧] વર્ષમાં (૧૮૫૪), જેઠ શુકલ ત્રીજ

ધાર; શુભ ગુરૂવારે પ્રતિષ્ટા વિધિ કરી, સ્થાપ્યા જિન મનોહાર. ॥ માતર૦ ॥ ૮ ॥ દિન દિન મહિમારે વધતો ચાલીઓ, દશ દિશિ વાતોરે જાય; યાત્રા કરવારે બહુ જન આવતા, નિત્ય નિત્ય ઓચ્છવ થાય. ॥ માતર૦ ॥ ૯ ॥ રાજનગરથીરે દર વર્ષે તીંહા, મહાજન લાવેરે સંઘ; વર્ષગાંઠનારે દિવસે આવીને, ભક્તિ કરે ઉછરંગ. ॥ માતર૦ ॥ ૧૦ ॥ એક દિન યાત્રા કરણ તીંહા આવીઆ, જમનાભાઇ શ્રીમંત; મંદિર જીર્ણ નિહાળી બોલતા, સમરાવું ધરી ખંત. ॥ માતર૦ ॥ ૧૧ ॥ એ ઇચ્છાધિન શેઠ મરણ લહ્યુ, પણ તસ ગૃહિણીએ ખાસ; જીર્ણોદ્ધાર કર્યો મન હોંશથી, આણી ભાવ ઉલ્લાસ. ॥ માતર૦ ॥ ૧૨ ॥ મનોહર સુંદ ધામ અજબ બન્યું, રચના સરસ સુહાય; અમર વિમાનથી અધિકુ દેખતા, હૈયે હર્ષ ન માય. ॥ માતર૦ ॥ ૧૩ ॥ વેદ(૪) દિશાગજ(૮) નિધિ(૯) શશી(૧) વર્ષમાં (૧૯૮૪), મહા વદી પાંચમ વાર, શુક્ર પ્રભાતે પ્રભુ સ્થાપન કર્યા, સાચા દેવ શ્રીકાર. ॥ માતર૦ ॥ ૧૪ ॥ તપ ગણ ગયણેરે ગુરૂ ગુણ સેહરો, રામવિજય મુનિચંદ; તાસ પસાયે રસિક રચના કરી, થુણીઆ સુમતિ જિણંદ. ॥ માતર૦ ॥ ૧૫ ॥

---

ૐ

# શ્રી રાજનગર ઉદ્યાપન

# મહોત્સવ.

## મંગળાચરણ.

### દોહરા.

શ્રી સંખેશ્વર જિનપતિ, અજર અમર જગભાણુ; મન વાંછિત દાયક પ્રભુ, દ્યો સમ્યક્ વર નાણ ॥ ૧ ॥ જેહુથી જગ કિર્તિ વધે, આતમ નિર્મળ હોય; ગુણી ગુણ ગણ ગાતાં થકાં, બાધ ન લાગે કોય ॥ ૨ ॥ જૈનપુરી ઉપનામથી, જગમાં જે વિખ્યાત; તે શ્રી રાજનગર વિષે, ધર્મ થાય ભલી ભાત ॥ ૩ ॥ ઉત્સવ મહોત્સવ નવનવા, તીરથ સંઘ પ્રયાણ; સાધર્મી ભક્તિ તથા, ઉદ્યાપન ગુણખાણ ॥ ૪ ॥ જળયાત્રા દિક્ષા તણા, સામૈયા શ્રીકાર; ધર્મ પ્રેમી શ્રાવક કરે, આણી ભાવ અપાર ॥ ૫ ॥ ગતકાળે બહુ થઈ ગયા, શાસનના શણગાર; યથાશક્તિ આ કાળમાં, વસે ધર્મ કરનાર ॥ ૬ ॥ એ માટે આ મેં રચ્યું, ઉજમણાનું બ્યાન; સદ્વ્યય નિજ 'શ્રી'નો કરે, જમનાભાઈ શ્રીમાન ॥ ૭ ॥

## ઢાળ ૧ લી.

[ આવો આવો જસોદાના કંત, અમ ઘેર આવોરે—એ દેશી. ]

રૂડા **રાજનગરમાં** શેઠજી **જમનાભાઈ** રે, તે ધર્મ વિલાસી કરતા પુણ્ય કમાઈરે, જે દેવ ગુરૂને ધર્મની સેવા બજાવીરે, વળી કરતા પશુની સાર પાંજરે આવીરે ॥ રૂડા૦ ॥ ૧ ॥ એ ધર્મી દયાળુ શેઠ ગયા પરલોકેરે, એ અચળ માર્ગને કોણ જગતમાં રોકેરે, નરનાથ ચક્રિને ઇંદ્ર ભૂજાબળ ધારીરે, સહુ મરણ અગાડી દીન ધરે લાચારીરે ॥ રૂડા૦ ॥ ૨ ॥ ધન દોલત સાથ ન જાય બધા જન જાણેરે, એક ધર્મ સહોદર સહાય કરે દુઃખ ટાણેરે, જિનધર્મ પ્રશંસા શેઠ કરે નિત્ય ઘરમાંરે, જે સુણતાં ધર્મ વસ્યો તસ ગૃહિણિ ઉરમાંરે ॥ રૂડા૦ ॥ ૩ ॥ અનુકરણ કરી એ શેઠનું નામ દીપાવેરે, કર્યો માતર જીર્ણોદ્ધાર એ ધર્મ પ્રભાવેરે, વિત્ત ખર્ચે સાતે ક્ષેત્ર હર્ષભર પોષેરે, ગુણ ગાવે ગુણી જન ખૂબ અદેખા રોશેરે ॥ રૂડા૦ ॥ ૪ ॥ ઠર્યું ઉદ્યાપન બહુ હોંશ ઉમંગ ધરીનેરે, કરી સુંદર રચના પુષ્કળ ખર્ચ કરીનેરે, **વીશ સ્થાનક નવપદ પંચ જ્ઞાનનું** સોહેરે, સખી ઉજમણું અતિ શ્રેષ્ટ 'રસિક' જન મોહેરે ॥ રૂડા૦ ॥ ૫ ॥

---

### દોહરા.

ઉદ્યાપનની યોજના, મુખથી કહી ન જાય; આજ લગી નીરખી નથી, સ્થળ સ્થળ એ ઉચરાય ॥ ૧ ॥ એમ ઘણા જન

બોલતા, હું જોવા ગઇ ત્યાંય; મુજ મનમાં નિશ્ચય થયો, આ તો અજબ સુહાય ॥ ૨ ॥ જ્યાં જ્યાં મુજ શંકા થતી, તે દૂર હરવા દાવ; મુજ સહીઅરને પુછતાં, સમજી જે કાંઈ ભાવ ॥ ૩ ॥ યત્કિંચિત હું વર્ણવું, તે પર કરજે ખ્યાલ; મન માને તો આવજે, આજ અગર તો કાલ ॥ ૪ ॥

## ઉદ્યાપનની યોજના.

[ રાગ સિંહાનો કાન્હરો. તાલ દીપચંદી. ]

આ ઉદ્યાપન અજબ સુહાયે, વર્ણન એહનું કેમ કરી થાયે, પણ હું શેષ કહું સખિ શાણી, નયનથી નિરખે ધન્ય તે પ્રાણિ ॥ આ૦ ॥ ૧ ॥ મંડપ એક વિશાળ બનાવી, છોડ જરી કીનખાબના લાવી, યુક્તિ સહિત એ સ્થાપ્યા કોડે, બીચ બીચ સુંદર દર્પણ જોડે ॥ આ૦ ॥ ૨ ॥ છોડ બધા મળી પાંત્રીસ દીઠા, તેહમાં સાત લગ્યા બહુ મીઠા, પંચ કલ્યાણક ભરત ભરીને, મધ્ય ઠવ્યા અતિ ઠાઠ કરીને ॥ આ૦ ॥ ૩ ॥ રજત સિંહાસન ફાનસ થાળા, ઉપકરણો વળી અવર રૂપાળા, જે દેખી જન મન ઘણું રંજે, ધર્મ પ્રશંસી કર્મ તે ભંજે ॥ આ૦ ॥ ૪ ॥ પુસ્તક પ્રત સ્થાપી અતિ ચંગે, રત્નત્રયિના સાધન રંગે, નવપદ મંડળ અનુપમ કીધું, હેમ કળશ પર જવાહીર દીધું ॥ આ૦ ॥ ૫ ॥ નવગ્રહ માણેકને મુક્તાફળ,

લાલ પ્રવાલને પાના નિર્મળ, પોખરાજ હીરા શની જાણું,
મંગળ ૩ બુધ ૪ ગુરૂ ૫ શુક્ર ૬ શની ૭
વળી ગોમીદક લસણુ વખાણુ ॥ આ૦ ॥ ૬ ॥ એ નવરત્ન અતિ
રાહુ ૮ કેતુ ૯
મુલ્યવાળા, નવપદ ઉપર જેહ નિહાળ્યા, અધિક રૂપૈઆ કિંમત જેની, દાન કર્યું એ રત્નનું બેની ॥ આ૦ ॥ ૭ ॥ પ્રથક પ્રથક ચંદરવા ઉપર, વિદ્યુત્ દીપક દીઠ મનોહર, દર્પણ સાથે દીપ પ્રકાશે, રજની છતાં જન દિવસ વિલાસે ॥ આ૦ ॥ ૮ ॥ દીપ શીરે લઘુ દર્પણ સંગે, રત્નત્રયિ પદ લેખ ઉમંગે, ચૌદ સુપન સે.વનમય મુકયા, કારીગીરીમાં કાંઇ ન ચુકયા ॥ આ૦ ॥ ૯ ॥ સાગરના એક બિંદુ પ્રમાણે, ખ્યાન કર્યું સહીયર આ ટાણે, રસિક નીરખતા નિશ્ચય થાશે, સુરગુરૂથી પણ કહ્યું નવ જાશે ॥ આ૦ ॥ ૧૦ ॥

---

## દોહરા

તે ઉદ્યાપન ઝારવા, જાય ઘણા નરનાર; દર્શન જ્ઞાન ચરણ તણા, સાધન ઠવ્યા શ્રીકાર ॥ ૧ ॥ વિષય વિલાસી જીવડા, જે તે જોવા જાય; શુભાશુભ નિમિત્ત લહી, સદસદ્ ધ્યાની થાય ॥ ૨ ॥ અર્થ કામ દેખી ઘણા, એહ ભણી ખેંચાય; તેમ સામગ્રો ધર્મની, જોતાં કેઈ લલચાય ॥ ૩ ॥ તે માટે ધર્મી ધની, આવા ધર્મ પ્રસંગ; યથાશક્તિ આદર કરે, આણી ભાવ ઉમંગ ॥ ૪ ॥ ચાલ સખી તે નીરખવા,

ઉજમણાનો તાલ; નેત્રો આનંદ પામશે, આત્મ થશે ઉજમાળ ॥ ૫ ॥ એમ નિશ્ચય મનમાં કરી, સખી સહુ તે સ્થળ આય; મંડપ માંહે પેસીને, જિનશાસન ગુણ ગાય ॥ ૬ ॥

---

## શ્રી જ્ઞાનપદનો ગરબો.

---

### ઢાળ ૨ જી.

( રાગ સારંગ-તાલ લાવણી. )

સજની અચળ રહો જિનશાસન આત્મ ઉદય કરેરે લોલ, સજની બલિહારી જગમાંહ્ય મુમુક્ષો સદા સ્મરેરે લોલ, સજની તે જિનશાસન સ્થાપક તીર્થપતિ કહેરે લોલ, સજની અનુપમ દીપક જ્ઞાન વડે સહુ સુખ લહેરે લોલ ॥ સજ૦ ॥ ૧ ॥ સજની મિથ્યા તિમિર વિનાશક જ્ઞાન સૂરજ સમુરે લોલ, સજની કૃત્યાકૃત્ય વિવેક પ્રકાશક તે નમુંરે લોલ, સજની સાર અસાર વિચારે જ્ઞાની આતમારે લોલ, સજની લુબ્ધ બને નહિ તેહ વિષયની વાતમાંરે લોલ ॥ સજ૦ ॥ ૨ ॥ સજની આદિ રહિત આ જગમાં ભમતા જીવનેરે લોલ, સજની જ્ઞાન કરે ઉપકાર અપાવે શીવનેરે લોલ, સજની એ ભવ તારક જ્ઞાન કહો કેમ પામીએરે લોલ, સજની તે આરાધન માર્ગ બતાવ્યો સ્વામીએરે લોલ ॥ સજ૦ ॥ ૩ ॥ સજની દ્રવ્ય સહાયે જ્યમ ઇચ્છિત વસ્તુ મળેરે લોલ, સજની

દ્રવ્યજ્ઞાન આરાધે આવરણો ટળેરે લોલ, સજની પ્રગટે અભિનવ આત્મજ્ઞાન સાચું કહુરે લોલ, સજની તે કારણ આ જ્ઞાન ભક્તિ સાધન સહુરે લોલ ॥ સજ૦ ॥ ૪ ॥ સજની પુસ્તક પાટી પાઠાં ઠવણી ડાભડારે લોલ, સજની ખડીઆ લેખણ કવળી કાગળ સાંપડારે લોલ, સજની ઇત્યાદિક ઉપકરણો મુક્યા ભાવથીરે લોલ, સજની ધર્મ રસિક જન હરખે આ શુભ દાવથીરે લોલ ॥ સજ૦ ॥ ૫ ॥

---

### દોહરા.

જ્ઞાન વિલાસી જીવડા, શ્રદ્ધા વિણ ન સુહાય; જ્ઞાન નહિ અજ્ઞાન એ, ભાખે શ્રી જિનરાય. ॥ ૧ ॥ તે કારણ શ્રદ્ધા કહી, સર્વ ક્રિયાનું મૂળ; સમકિત દર્શન નામથી, શીવ સાધન અનુકૂળ. ॥ ૨ ॥ તે દર્શન પ્રગટાવવા, દાખ્યા સાધન જેહ; નયણ નિહાળી મોદતાં, પામે દર્શન તેહ. ॥ ૩ ॥

---

## શ્રી દર્શનપદનો ગરબો.

( જ્યોતી જગમગેરે અઢી દ્વીપ પ્રમાણ—એ દેશી. )

આ સંસારમાંરે ભમતા ગાળ્યો કાળ અનંત, જિન દર્શન વિનારે નાવ્યો જન્મ મરણનો અંત, એ દુઃખ અતિ ઘણુંરે સજની કેમ કરી છુટાય, જો દર્શન મીલેરે તો એ

સઘળી ભાવઠ જાય. ॥ આ સંસાર ॥ ૧ ॥ દોવિધ દાખી-ઉંરે દર્શન દ્રવ્ય ભાવથી સાર, ભાવ વિના નહિરે ઇચ્છિત સ્થાન કદિ મળનાર, કરણી ભાવનીરે સઘળી પૂર્ણ કરે મન આશા, પણ દ્રવ્યજ વિનારે એની ભાવ ન હોય પ્રકાશ ॥ આ સંસાર૦ ॥ ૨ ॥ કારણ કાર્યનેરે નીપજાવે તે નિશ્ચય જાણ, તેમ સાધન વડેરે પ્રગટે ભાવ અમિરસ ખાણ, પાંચે જ્ઞાનમાંરે અનુપમ સુંદર કેવળજ્ઞાન, પણ શ્રી શ્રુત વિનારે વિકસે નહિ એ આત્મ નિધાન ॥ આ સંસાર૦ ॥૩॥ સઘળી સાધનારે હોવે દ્રવ્યથકી મંડાણ, કેઇક આત્મારે નીરખી ભાવ લહે નિર્માણ, સમકિત નામથીરે દર્શન જગમાં છે વિખ્યાત, સહીયર કેમ મળેરે તે માટે કહું સાંભળ વાત ॥ આ સંસાર૦ ॥ ૪ ॥ આ જોજે ઠવ્યારે દ્રવ્યો ઉદ્યાપનની માંહ્ય, તેહ નિહાળતાંરે સમકિત દર્શન કેઇક પાય, પડિમા જિન તણીરે સમ્યક્ રત્નત્રયિ દાતાર, જિનમંદિર વિષેરે બીજા સાધન જેહ શ્રીકાર ॥ આ સંસાર૦ ॥ ૫ ॥ દર્શન એહનુંરે કરતાં ઉલસે ભાવ ઉદાર, ભાવ થતાં લહેરે સમકિત શ્રદ્ધાનો ભંડાર, સડસઠ ભેદથીરે, સોહે આત્મ તણો શ્રંગાર, તે પામી લહેરે પ્રાણિ ભવસાયરનો પાર ॥ આ સંસાર૦ ॥ ૬ ॥ જ્ઞાન ચરણ તણીરે સિદ્ધિ એહ વિના નવ થાય, દર્શન વિણ ક્રિયારે તેતો સઘળી વ્યર્થ ગણાય, તે માટે સખિરે ધરતાં જિન વચને વિશ્વાસ, ધર્મ રસિક લહેરે નિર્મળ સમ્યક્ દર્શન ખાસ ॥ આ સંસાર૦ ॥ ૭ ॥

---

### દોહરા.

દર્શન જ્ઞાન લહ્યા છતાં, સંયમથી જે દૂર; તે ઇચ્છિત નવ પામશે, આત્મ સુખ ભરપુર. ॥ ૧ ॥ અજરામર પદ પામવા, દર્શન ચરણ ને જ્ઞાન; વિકસાવે જે આતમા, તે લહે મોક્ષ નિધાન. ॥ ૨ ॥ એકે વિણુ ચાલે નહિ, ભવ સાયરમાં ન્હાવ; તે માટે ત્રઇણે તણી, સેવા શીવપુર હાવ. ॥૩॥ સંયમ ભાવ જગાવવા, ભાખ્યા સાધન જેહ; દર્શન કરતાં એહનું, આત્મ વરે પદ તેહ. ॥ ૪ ॥

---

## શ્રી ચારિત્ર પદનો ગરબો.

( વહાલા આજે ઉમંગ મનમાં થયોજો—એ દેશી. )

સખિ ચારિત્ર પદ હવે વર્ણવુંરે લોલ, જેનો મહિમા અનાદિ અનંતજો; સુર સેવા કરે બહુ પ્રેમથીરે લોલ, ધરે ચારિત્ર તે હોય સંતજો; બલિહારી જિનેશ્વર ધર્મનીરે લોલ. ॥૧॥ દયા પાળે અસત્ય ન ઉચરેરે લોલ, તજે ચોરી તથા મૈથુનજો; કણ કંચનને સ્પર્શે નહિરે લોલ, જેને લાગી ચારિત્રની ધુનજો. ॥ બલિહારી ॥ ૨ ॥ સંતોષી સદા તે આતમારે લોલ, સુખ દુઃખે રહે સમ ભાવજો; દીન રાંકપણું નહિ દાખવેરે લોલ, જાણુ એવો ચારિત્ર પ્રભાવજો. ॥ બલિહારી૦ ॥ ૩ ॥ એ ચારિત્ર સુરતરૂ સેવતારે લોલ, પુન્યશાળી લહે બહુ લહેરજો;

જરા જન્મ મરણથી વિરમીરે લોલ, વરે શાસ્વત પદ શીવ શહેરજો. ॥ બલિહારી૦ ॥ ૪ ॥ થયા તીર્થપતિ મુનિ ગણ-ધરારે લોલ, જે સંયમ વધુ ભરથારજો; લોક પૂજે સ્તવે તે સર્વનેરે લોલ, ગુણગાન કરે ધરી પ્યાર જો. ॥ બલિહારી ॥ ॥ ૫ ॥ એહ ચારિત્ર કેમ કરી પામીએરે લોલ, જેથી જાયે અનાદિનો કલેશજો; તે માટે સફળ આ યોજનારે લોલ, કરે ધર્મ વિલાસી હુંમેશજો. ॥ બલિહારી ॥ ૬ ॥ ઠર્યું ભારે ઉદ્યાપન ભાવથીરે લોલ, જ્ઞાન દર્શન ચરણનું ખાસજો; તે ચરણના સાધન જે કહ્યાંરે લોલ, માંહી મેલ્યા ધરી હુલ્લાસજો. ॥ બલિહારી ॥ ૭ ॥ દંડ ઓઘા દંડાસણ પાતરારે લોલ, સાથે કંબળ વસ્ત્ર ઉદારજો; એમ સુંદર સાધન સંગ્ર-હીરે લોલ, કરી સંયમ ભક્તિ શ્રીકારજો. ॥ બલિહારી૦ ॥૮॥ ધન માલીક ધન ખરચી વળેરે લોલ, તન મનથી અવર કરે સહાયજો; કોઇ કેવળ અનુમોદન કરેરે લોલ, ફળ સરખું રસિક તે પાયજો. ॥ બલિહારી ॥ ૯ ॥

---

## સમોવસરણની યોજના.

---

### દોહરા.

રત્નત્રયિને વર્ણવી, કીધો બહુ ઉપકાર; તેમ કૃપા કરીને કહો, આ શી વસ્તુ શ્રીકાર? ॥ ૧ ॥ એ મુજ પ્રશ્ન શ્રવણ કરી, દેશો ઉત્તર ખાસ; જે સાંભળતાં મુજ થશે, હૈયે ભાવ ઉલ્લાસ

॥ ૨ ॥ કેવળ જ્ઞાની જબ હુવે, તીર્થંકર ભગવાન; ચાર મુખે દે દેશના, ભવિજીવને એ સ્થાન ॥ ૩ ॥ એ સમોવસરણુ સોહતુ, હેમરજતનું સાર; રત્નમણીના કાંગરા, દેવ રચે મનોહાર. ॥ ૪ ॥ તસ પ્રતિમા રૂપે રચ્યું, સમોવસરણુ આ ઠામ; તીન ગઢ પર આસન ધરી, સ્થાપ્યા જિન ગુણધામ ॥૫॥

---

### ( રાગ કાફી–દીપચંદી )

આ રચના મનોહાર; સખીરી આ રચના મનોહાર૦॥ કેવળ-જ્ઞાની જીનપતિ સંગે, વૃક્ષ અશોક[1] શ્રીકાર; સરસ સુગંધી કુસુમની[2] વૃષ્ટિ, દેવ કરે ધરી પ્યાર, ધન્ય તેહનો અવતાર. ॥ આ રચના૦ ॥ ૧ ॥ મધુર ધ્વની[3] સુર ગીત ગાનમે, ભક્તિ કરે હદપાર; દીવ્યાસન[4] પર નાથ બીરાજે, અમર કરે થેઇકાર, વળી જયનાદ ઉચ્ચાર. ॥ આ રચના૦ ॥ ૨ ॥ ભામંડળ[5] રવિરાજ સમોવડ, ચામર[6] ચિત્ત હરનાર; દુંદુભી[7] નાદ ગગનમાં ગાજે, શીર પર છત્ર[8] ઉદાર, અજબ એ અડ પ્રતિહાર. ॥આ રચના૦ ॥ ૩ ॥ દેવ મનુષ્ય અને પશુ પક્ષી, આદિ પર્ષદા બાર; વેર વિરોધ વિસારી સુણતા, જિન વચનામૃતધાર, રસિક લહે ભવ જળપાર. ॥ આ રચના૦ ॥ ૪ ॥

---

### દોહરો.

એ મંડપથી નીસરી, બેઉ સખિ આવી બહાર; ઉર્ધ્વ દીશે અવલોકતાં, પામી હર્ષ અપાર. ॥ ૧ ॥ વિદ્યુત્‌ના દીપક

વડે, સ્વસ્તીક રચ્યો શ્રીકાર; દર્શન જ્ઞાન ચરણ અને, સિદ્ધ-શીલ્લા મનોહાર. ॥ ૨ ॥ એ રચનાને નીરખતા, જન મન બહુ હર્ષાય; વર્ણવતા સુરગુરૂ સમા, કવિજન હારી જાય. ॥૩॥ એક એકથી દીપતા, મન મોહક દેખાવ; જોતાં મન ઉલસે ઘણું, ઉપજે સુંદર ભાવ. ॥ ૪ ॥ તે મંડપની સાથમાં, બીજા મંડપ માંહ્ય; શ્રી સિદ્ધાચળ તીર્થના, દર્શન કરવા જાય. ॥ ૫ ॥

## શ્રી સિદ્ધગિરિરાજની યોજના.

[ અભિનવ જ્ઞાન ભણું મુદારે લાલ–એ દેશી. ]

આ રચના સિદ્ધગિરિ તણીરે લાલ, કીધી અજબ મનોહાર ઓ સાહેલીરે; ટુંક નવે પણ ગોઠવીરે લાલ, સ્થાપ્યા બિંબ ઉદાર ઓ સાહેલીરે; એ ગિરિ ઘડીય ન વિસરેરે લાલ. ॥ ૧ ॥ પાપ પ્રબળ આવી નડયું હો લાલ, ગિરિવર દર્શ વિયોગ ઓ સાહેલીરે; રક્ષક રાજા વિફર્યોરે લાલ, સંઘ તણે મન શોગ ઓ સાહેલીરે; ॥ એ ગિરિ૦ ॥૨॥ આ ભરતે એ આપણોરે લાલ, ભવજળ તારણહાર ઓ સાહેલીરે; અન્ય ચતુર્દશ ક્ષેત્રમાં હો લાલ, એ સમ નહિ આધાર ઓ સાહેલીરે; ॥ એ ગિરિ૦ ॥ ૩ ॥ તાસ વિરહ દુઃખ પામતારે લાલ, જન મન મોહન કાજ ઓ સાહેલીરે; ધન ખરચી રચના કરી હો લાલ, જેવો એ ગિરિરાજ ઓ સાહેલીરે; ॥ એ ગિરિ૦ ॥ ૪ ॥ ધન્ય

ઘણું એ ધનપતિ હો લાલ, ધર્મ પ્રભાવના હેત ઓ સાહેલીરે; દાન કરે નિજ દ્રવ્યનું હો લાલ, પૂરવ પુન્ય સંકેત ઓ સાહેલીરે ॥ એ ગિરિ૦ ॥ ૫ ॥ જો આ શત્રુંજયથી નદી હો લાલ, નિર્મળ જળ ભંડાર ઓ સાહેલીરે; કંઇક અધમ તસ સ્પર્શથી હો લાલ, પામ્યા મોક્ષનું દ્વાર ઓ સાહેલીરે ॥ એ ગિરિ૦ ॥ ૬ ॥ ઘેટી તથા રોહીશાળની હો લાલ, પાગ છે ગિરિવર પાસ ઓ સાહેલીરે; તેહ બરાબર આ રચી હો લાલ, કારીગીરી કરી ખાસ ઓ સાહેલીરે ॥ એ ગિરિ૦ ॥ ૭ ॥ મુખ્ય તલાટી જે રચી હો લાલ, તે પણ આબેહુબ ઓ સાહેલીરે; વર્ણન કરીએ કેટલું હો લાલ, ઠાઠ કર્યોછે ખુબ ઓ સાહેલીરે; ॥ એ ગિરિ૦ ॥ ૮ ॥ એમ એ ગિરિ ગુણ ગાવતી હો લાલ, બેઉ સખી આવી બહાર ઓ સાહેલીરે; વિદ્યુત્ દીપ વિકતી હો લાલ, હર્ષે રસિક અપાર ઓ સાહેલીરે; ॥ એ ગિરિ૦ ॥ ૯ ॥

---

## દોહરા.

મંડપ બાહીર ચોકમાં, સ્થળ સ્થળ રોપ્યા સ્થંભ; સ્થંભ સ્થંભ દીપક તણા, તોરણ ઠવ્યા અચંભ. ॥ ૧ ॥ મધ્ય ભાગમાં ગોઠવ્યો, દીપ કુંવારો જેહ; જળ ધારા જીમ લાગતી, દીપક જ્યોતિ તેહ. ॥ ૨ ॥ સામે શેઠ ભુવન પરે, શ્લોક લખ્યો શ્રીકાર; વિવિધ સુંરગી દીપથી, ઝળકે તેજ

અપાર. ॥ ૩ ॥ "સર્વ મંગળ દાયક વળી, કારક સર્વ કલ્યાણ, સર્વ ધર્મમાં મુખ્ય જે, શ્રીજિન ધર્મ પ્રધાન. ॥ ૪ ॥ તે પામો જયતિ સદા," અર્થ સૂચવતો શ્લોક; નીરખી આ સખીઓ લહે, મનમાં આનંદ થોક. ॥ ૫ ॥

---

## પ્રેક્ષકોના હૃદયોદ્ગાર.

---

( રાગ પીલુ–ઠીપચંદી. )

આજ સખિ મારૂં મન હર્ષાયે, એહનું વર્ણન કેમ કરી થાયે; ઠીક થયું અહિં તું મુજ લાવી, બહુ ઉપકાર કર્યો આ બતાવી. ॥ આજ૦ ॥ ૧ ॥ દીપક ઠાઠ અજબ વિસ્તાર્યો, જાણે ભુ પર ભાનુ પધાર્યો; સુક્ષ્મ દીપક શ્રેણે મન મોહે, ગ્રહ ગણ સહ નભ આવ્યું સોહે. ॥ આજ૦ ॥ ૨ ॥ બાગ બગીચા બહુ શણગાર્યા, રંગીત દીપ રચ્યા અતિ સારા; દેવનગર હાજર કર્યું આંહી, એમ મને લાગે મનમાંહી. ॥ આજ૦ ॥ ૩ ॥ એમ ફરી ફરી દીપક દેખી, શ્રી જિનશાસન મહિમા પેખી; એ બેઉ સખીઓ ઘેર સીધાવે, પણ તિંહા અવર લોક બહુ આવે. ॥ આજ૦ ॥ ૪ ॥ વર્ણ અઢાર નીરખવા કાજે, હર્ષ કરી મનમાં ઘણું ગાજે; ધન્ય એ શ્રાવક ધર્મી ઉદાર, એમ વદે અંતર ઉદ્ગાર. ॥આજ૦॥૫॥ જૈન અને જૈનેતર કેરો, નિત્ય મળે સમુદાય ભલેરો; નીર

પ્રવાહ જ્યું એ નર મેળો, દર્શન કાજ મળે તીહાં ભેળો. ॥ આજ૦ ॥ ૬ ॥ દશ દિન તે સ્થળ પ્રગટ દીવાળી, ધામધુમ બહુ બહુ મેં ભાળી; વૃદ્ધ સનાત્ર ભણ્યા વળી ભાવે, પ્રત્યેક પુજાએ મહોર ચઢાવે. ॥ આજ૦ ॥ ૭ ॥ એમ ઘણી ઘણી વાત વિચારી, ધ્યાન રચ્યું આ જન હિતકારી; તો પણ ધન્ય એ નયણે નિરખ્યું, રસિક હૃદય એ નીરખી હરખ્યું. ॥ આજ૦ ॥ ૮ ॥

---

### દોહરા.

આ ઉત્સવ અંગે ચઢયો, વરઘોડો શ્રીકાર; તેહ બીના શી વર્ણવું, શોભા સરસ અપાર. ॥ ૧ ॥ તો પણ શાસન પ્રેમથી, કથન કરૂં ધરી ભાવ; વરઘોડાની યોજના, જેનો અજબ પ્રભાવ. ॥ ૨ ॥

---

## જળયાત્રાના વરઘોડાની યોજના.

---

[ મત મારોરે કાન્હા કાંકરડી—એ રાગ. ]

જિનશાસનની બલિહારી, જસ મહિમા જગ જયકારીરે; ॥જિન૦॥ આ વરઘોડો અજબ ચઢાવ્યો, રંગ જમાવ્યો ભારીરે. ॥ જિન૦ ॥ ૧ ॥ ઇંદ્ર ધ્વજા સહુ આગળ ચાલે, નોબત ગરજે લારીરે; ॥જિન૦॥ હાથ નિશાન ધરી તે સાથે, કંઇક ચઢયા હય સ્વારીરે. ॥ જિન૦ ॥ ૨ ॥ પાછળ હાર બગી મોટરની, પુષ્પ

ગુંથી શણગારીરે; ાજિન૦ા ચળક જરીના પાટ બીછાવી, વાહન ભભક વધારીરે. ા જિન૦ ા ૩ ા કંઇક શ્રીમંત તણા સાબેલા, આવે ધર્મ સ્વીકારીરે; ાજિન૦ા પ્રથક્ પ્રથક્ વાહન પર છાજે, છત્ર જરી કર ધારીરે. ા જિન૦ ા ૪ ા બીચ બીચ સુંદર વાજા વાજે, મધુર સ્વરે લલકારીરે; ા જિન૦ા છેક પુંઠે ગજ-રાજની આગળ, બેન્ડ બજે દરબારીરે. ા જિન૦ ા ૫ ા તે પાછળ વળી મોટર ચારઠ, દૂર લગે વિસ્તારીરે; ાજિન૦ા છેલ્લે ખાસ ગણાતુ વાજુ, તરજ બજાવે સારીરે. ા જિન૦ ા ૬ ા ત્યાર પછી સાજનની શોભા, લાગે જન મન પ્યારીરે;ાજિન૦ા દેશ વિદેશ તણા શ્રીમંતો, ધર્મ રસિક નર નારીરે. ાજિન૦ ા ૭ ા છેવટ શ્રી જિનરાજ તણો રથ, રજત કનકની ક્યારીરે; ાજિન૦ા તે પર માણેકલાલ બીરાજ્યા, હાંકે રથ હુંશીઆરીરે. ાજિન૦ા૮ા તસ ગૃહિણિ સૌભાગ્ય લક્ષ્મીએ દીપ ગ્રહ્યો સુખકારીરે. ા જિન૦ ા રસિક દીઠો વરઘોડો તે નર, પામ્યો હર્ષ અપારીરે. ા જિન૦ ા ૯ ા

---

દોહરા.

આ ઉત્સવ પર નોંતર્યા, પ્રથક્ પ્રથક્ મુનિરાજ; તેમાં નેમસૂરિ તણો, બહોળો સાધુ સમાજ. ા ૧ ા ઉદ્યાપન પર આવીને, એ મુનિરાજ પ્રસિદ્ધ; નંદન વિજય પ્રશીષ્યને, આચારજ પદ દીધ. ા૨ા બીજા સિદ્ધિસૂરિ તથા, મેઘસૂરિ તસ ખાસ; શિષ્ય મનોહર વિજયને, અરપે પદ પન્યાસ.

॥૩॥ શાન્ત અને વળી સદ્‌ગુણી, હંસવિજય મહારાજ, સાથે સંપત વિજયજી મુનિવર ગુણ શીરતાજ. ॥ ૪ ॥ ગામ ગામથી આવીઆ, એમ ઘણા અણુગાર; પ્રથમ પદે એ સંઘમાં, શાસનના શણગાર. ॥ ૪ ॥

---

## ઉપસંહાર.

[રાગ. જીલ્લા કાફી. તાલ લાવણી.]

રાજનગરમાં ધર્મવિલાસી, શેઠ ભગુભાઇ નામેજી, તસ ગૃહનારી પ્રધાનબાઇ, રાચી જિનમત કામેજી. ॥ ૧ ॥ તસ સુત મનસુખભાઈ પ્રસિદ્ધ, શાસન સેવ બજાવેજી, તન મન અરપી ધન પણ ખરચી, દશ દિશ નામ દીપાવેજી ॥૨॥ તસ લઘુ બાંધવ જમનાભાઇ, ધર્મતણા અનુરાગીજી, આયુષ્ય પુરૂં થતાં પરલોકે, ચાલ્યા ધણ કણ ત્યાગીજી ॥૩॥ જિનમત પ્રેમી તસ ધરનારી, વિધવા માણેકબાઇજી, ધર્મ ઉથાપન અનુપમ કીધું, અતિ ઉલ્લટ મન લાઈજી ॥ ૪ ॥ ધર્મીશેઠના ધનનો સદ્‌વ્યય, કીધો હર્ષ જગાઇજી, સાધર્મીને માનપાનને, ભોજન વિવિધ કરાઇજી ॥ ૫ ॥ સાધર્મી વાત્સલ્ય કર્યાં બે, સર્વ જૈન આમંત્રીજી ॥ ભાત ભાતના જમણ આપીને, ભક્તિ કરી અણગણત્રીજી ॥ ૬ ॥ મનસુખભાઈ તણા સુત ધર્મી, માણેકલાલ સખાઇજી, તન મન અરપી આ ઉત્સવમાં, કીધી સર્વ સજાઇજી ॥૭॥ તસ

ગૃહીણી સૌભાગ્ય લક્ષ્મીએ, શ્રી મંડળમાં તેમજી, સહાય કરી મન ઉલ્લટ લાવી, જસ મન ધર્મનો પ્રેમજી ॥૮॥ પુણ્ય વંતના પુત્ર પુત્રીઓ, પૌત્ર આદિ પરિવારજી, વડીલ વર્ગનો યશ વિસ્તારે, ધર્મ વિષે ધરી પ્યારજી ॥ ૯ ॥ ઉદ્યાપનની દીવ્ય યોજના, નગરશેઠજી કરતાજી, અન્યજનો પણ મતિ અનુસારે, નવિન કળા કંઈ ધરતાજી ॥ ૧૦ ॥ કાળીદાસ વનમાળીદાસ એ શીક્ષક કન્યાશાળેજી, તાસ ભલામણથી આ કીધી, રચના રંગ રસાળેજી ॥ ૧૧ ॥ તત્વ[૩] દિશાગજ[૮] નિધિ[૯] શશી[૧] વર્ષે, અક્ષય ત્રીજ બુધવારેજી; આ ઉદ્યાપન સ્થાપન કીધું, ઠાઠ કીધો બહુ ભારેજી ॥ ૧૨ ॥ આ ઉદ્યાપન મહોત્સવ જે જન, ભાવ ધરીને ગાયજી, રત્નત્રાયનો રસિક થઇ તે, અજરામર પદ પાયજી. ॥ ૧૩ ॥

---

## ગુરૂ પ્રશસ્તિ.

ગુરૂ ધીર શાસનના પ્રભાવક વિજયદાન સૂરીશ્વરૂ, તસ શિષ્ય શ્રી પન્યાસ પ્રેમ વિજય ગણિવર મન ધરૂં, તસ શિષ્ય શાસનનો દિપક વીસમી સદીમાં જગ જયો, ગુરૂ રામ વિજય કૃપા થકી આ રસિક ખ્યાન રચી કહ્યો.

ઇતિશ્રી ઉદ્યાપન મહોત્સવ સમાપ્ત.

## શ્રી અષ્ટપ્રકારી પૂજાનું પ્રભાતીઉં.

---

[ નમોરે નમો વીતરાગરે. એ દેશી. ]

ધન્ય ધન્ય દિન ઘડી આજનીરે, પ્રભુજી પધારો મારે

ઘેર; હરખભર પુજીએરે ।। પાવન હોય મુજ આંગણું રે, જો હોય સાહેબ મેહેર ।। હરખભર૦ ।। ૧ ।। પ્રથમ પુજન કરૂં પ્રેમથીરે, તીર્થ ઔષધી ગવિ ક્ષીર ।। હરખભર૦ ।। સિંધુ સુરવાહીની સરિતનારે, પદ્મ દ્રહ આદિના નીર–।। હરખભર ।। ।।૨।। હાથમાં કુમકુમ વાટકીરે, સાથમાં સુમનનો થાળ ।। હરખભર૦ ।। મોગરો માલતી ગોઠવીરે, ગુંથી આ સુંદર માળ ।। હરખભર૦ ।। ૩ ।। આત્મના મેલને સોશવારે, સરસ સુગંધ કરી ધુપ ।। હરખભર૦ ।। ભાવ ધુપે દહી કર્મનેરે, ચેતન હોય નિજરૂપ ।। હરખભર૦ ।। ૪ ।। ઘાતીયા ચારને ખેરવીરે, પામવા કેવળ નાણુ ।। હરખભર૦ ।। દ્રવ્ય દીપક તણી પુજનારે, આદરૂ શ્રી જિન ભાણુ ।। હરખભર૦ ।। ૫ ।। અક્ષય પદ વરવા ભણીરે, અક્ષત પુજ શ્રીકાર ।। હરખભર૦ ।। સુંદર તાંદુલા લેઈનેરે, અષ્ટ મંગળ ભરૂ સાર ।। હરખભર૦ ।। ૬ ।। તેમ મણિ માણેક મોતીએરે, સ્વસ્તિક રચી મનોહાર ।। હરખભર૦ ।। ચોગતિ છેદવા હું ચહું રે, જો મળે ત્રિપદિ વહાર ।। હરખભર૦ ।। પદ અણહાર ઉપાર્જવારે, આહારના મોહનો ત્યાગ ।। હરખભર૦ ।। વિવિધ ભોજન પકવાનનારે, થાળ ઠવીએ ધરી રાગ ।। હરખભર૦ ।। ૮ ।। અજર અમર ફળ પામવારે, ફળ ધરૂં મધુર સુજાત ।। હરખભર૦ ।। એમ કરૂં અષ્ટ પ્રકારથીરે, અર્ચન રસિક પ્રભાત ।। હરખભર૦ ।। ૯ ।।

# ચાર મંગળનું પ્રભાતીઉં.

[ જીરે ઇંદ્રાણી પુછે વેવાણનેરે—એ દેશી. ]

જીરે આજનો દિન રળિઆમણોરે, જીરે ઓચ્છવ મહોત્સવ થાય; વધાવો જિન રાજનેરે ॥ જીરે ધર્મ ઉદ્યાપન માંડીએરે, જીરે જેહથી વ્રત ઉજવાય ॥ વધાવો૦ ॥ ૧ ॥ જીરે સુકૃતે વિઘન નિવારણનેરે, જીરે મંગળ ગાઈએ ચાર ॥ વધાવો૦ ॥ જીરે પહેલું તે મંગળ વીર પ્રભુરે, જીરે પ્રાતઃ સમય સંભાર ॥ વધાવો૦ ॥ ૨ ॥ જીરે બીજું શ્રી ગૌતમ સ્વામનુરે જીરે નામથી નવનિધિ થાય ॥ વધાવો૦ ॥ જીરે ત્રીજું તે શ્રી સ્થુલિભદ્રજીરે, જીરે મંગળ અજબ ગણાય. ॥ વધાવો. ॥ ૩ ॥ જીરે એ મુનિ અતુલ પરાક્રમીરે, જીરે મદન સદન કરી નાશ ॥ વધાવો૦ ॥ જીરે એહના શસ્ત્રથી એહનેરે, જીરે જીતીઓ મંગળ ખાસ. ॥ વધાવો૦ ॥ ૪ ॥ જીરે દુષ્કર દુષ્કર ગુરૂ કહેરે, જીરે નાહુ કોઇ એહની હોડ ॥ વધાવો૦ ॥ જીરે અનુપમ એ ગુણ પામવારે, જીરે વંદીએ બે કર જોડ. ॥ વધાવો૦ ॥ ૫ ॥ જીરે ચોથું તે મંગળ જાણીએરે, જીરે શ્રી જિન ધર્મ શ્રીકાર ॥ વધાવો૦ ॥ જીરે દાન શીયળ તપ ભાવથીરે, જીરે જે કરે આત્મ ઉદ્ધાર. ॥ વધાવો૦ ॥ ૬ ॥ જીરે એ સવિ મંગળ ગાઈએરે, જીરે જેહથી વિઘન પલાય ॥ વધાવો ॥ જીરે ઇચ્છીત પૂરણ પામીએરે, જીરે મંગળ રસિક સદાય. ॥ વધાવો૦ ॥ ૭ ॥

# શ્રી જળયાત્રાના વરઘોડાના ગીતો.

## ગીત ૧ લું.

( મારૂં સાજન દેખીને વેવાઈ બી ગયો—એ દેશી. )

ભલી ધન્ય દિવસ ઘડી આજની, મહારે આનંદનો નહિ પારરે ।। જિન વંદીયે ।। મહારા પ્રભુજીને ન્હવણ કરાવવા, અમે લાવીશું જળ મનોહારરે ।। જિન વંદીએ ।। ૧ ।। નદી કુંડ તીરથ દ્રહ આદિના, વળી વાવ સમુદ્રના નીરરે ।। જિન વંદીએ ।। માંહે ઔષધિ સુગંધ મીલાવીને, કરી પંચામૃત ગવિ ક્ષીરરે ।। જિન વંદીએ ।। ૨ ।। બેની એ જળ કુંભ ભરાવવા, સજી સામગ્રી શ્રીકારરે ।। જિન વંદીએ ।। અમે આ વરઘોડો ચઢાવીઓ, જેનો ઠાઠ છે અજબ અપારરે ।। જિન વંદીએ. ।। ૩ ।। રૂડી ઇંદ્રધ્વજા આગળ ચલે, સાથે નોબત ને નિશાનરે ।। જિન વંદીએ ।। પુંઠે સુંદર બગીઓ શોભતી, તેમાં મોટરના બહુ માનરે ।। જિન વંદીએ. ।।૪।। સખી હય ગય પણ શણગારીઆ, જેને દેખીને દીલ હરખાયરે ।।જિન વંદીએ।। ખુબ બની ઠનીને બીરાજીઆ, પેલા સાબેલા સરસ દેખાયરે।।જિન વંદીએ.।।૫।। કેવા મધુર સ્વરે વાજા વાજતા, જોડે સાજન ભભકાદારરે ।।જિન વંદીએ.।। છેક છેવટે રથ રૂપા તણો, મઢયો હેમ રતન જડયો સારરે।।જિન વંદીએ.।।૬।। ઠવી તે પર જિનપતિ દેવને, અમે જઇએ ન્હવણ જળ

કાજરે ।।જિન વંદીએ.।। દેખી ધર્મ રસિક હરખે ઘણું, કરે જય જય પ્રૌઢ અવાજરે ।। જિન વંદીએ. ।। ૭ ।।

---

## ગીત ૨ જું.

( સજની મોરા પાર્શ્વ જિનેશ્વર પૂજોરે—એ દેશી )

બહેની મારી અવસર મંગળકારીરે,બહેની મારી ઝટપટ કર તૈયારીરે, બહેની મારી શાસન શોભા કાજેરે, બહેની મારી ચાલો આપણુ આજેરે. ।।૧।। બહેન મારી જળયાત્રા વરઘોડોરે,બહેની મારી ના મળે એહનો જોડોરે, બહેની મારી આપણી પોળની રીતરે, બહેની મારી કેમ થઇએ વિપરીતરે. ।।૨।। બહેની મારી ધવળ મંગળ પણુ ગાશુંરે, બહેની મારી બહારની વાડીએ જાશુંરે, બહેની મારી આ ધન ખરચ્યુ પ્રમાણુરે, બહેની મારી જેહથી આત્મ કલ્યાણુરે. ।।૩।। બહેની મારી સુત કન્યાં પરણુાવીરે, બહેની મારી પુષ્કળ દામ ઉડાવીરે, બહેની મારી બાંધે કર્મના બંધરે, બહેની મારી તે કરે અવળો ધંધરે. ।।૪।। બહેની મારી એ કરતા આ ઠીકરે, બહેની મારી દુર્ગતિ બંધ ન બીકરે, બહેની મારી આ ભભકાને નિહાળીરે, બહેની મારી કંઈક ભવિ પુન્યશાળીરે. ।।૫।। બહેની મારી કોમળ હૃદય સ્વભાવેરે, બહેની મારી અનુમોદન કરી પાવેરે, બહેની મારી સમકિત શીવ સુખ મૂળરે, બહેની મારી થાય રસિક અનુકૂળરે. ।।૬।।

---

## ગીત ૩ જું.

( સિદ્ધાચળ શીખરે દીવોરે–એ દેશી. )

સખી સામૈયુ બહુ સારૂરે–જિનશાસનની જય બોલો. ।।નીરખી મન મોહ્યું મારૂરે–જિન શાસનની જય બોલો. ।। નિત્ય મળજો આવુ ટાણુરે–જિન૦।। થયું મનહર આજનું વહાણુંરે–જિન૦।।૧।। બહુ મંગળ ગીત ગવાયરે જિન૦।। જન મન હર્ષે ઉભરાયરે–જિન૦ ।। જળ યાત્રા માટે જઈએરે–જિન૦ ।। પ્રભુ પુજી પાવન થઇએરે–જિન૦ ।।૨।। બહુ ડોલે આનંદ માંહીરે–જિન૦।। લઘુ બાળક પણ ઉત્સાહીરે–જિન૦।। સાબેલા સરસ બીરાજ્યારે–જિન૦ ।। હય ગય મોટરમાં તાજારે–જિન૦ ।।૩।। એ સહુમાં પણ પુણ્યશાળીરે–જિન૦।। રથ હાંકે ને પ્રભુ ઝાલીરે–જિન૦।। જે બેઠા બે અલબેલારે–જિન૦।। તે દીસે હર્ષ ભરેલારે–જિન૦ ।।૪।। પ્રભુ પાછળ રામણ દીવોરે–જિન૦।। લેનારી પણ ઘણું જીવોરે–જિન૦।। એ રસિક વચન હીતકારીરે–જિન૦।। તમે બોલો સહીયર મહારીરે–જિન શાસનની જય બોલો. ।।૫।।



॥ ॐ श्री संखेश्वर पार्श्वनाथ नमः ॥

## કવિ રસિક વિરચિત

# શ્રી સત્તરભેદી પુજા પ્રારંભ.



(દોહરા)

શ્રી સંખેશ્વર સાહીબા, સુરતરૂ સમ દાતાર; ઇચ્છિત સુખ દાયક વીભુ, દ્યો આશ્રય સુખકાર ॥ ૧ ॥ અલખ નિરંજન જિનપતિ, અવિચળ પદવી ધાર; અજરામર અરિહંતજી, અરજ કરો સ્વીકાર. ॥ ૨ ॥ પ્રભુ તુજ મુખ કમળે વસે, કવિજન જનની જેહ; તે શ્રી ભગવતી ભારતી, દે શુભ મતિ ગુણ ગેહ. ॥ ૩ ॥ સકલ જિનેશ્વરની રચુ, પૂજા સત્તર પ્રકાર; ભણતા ભવિયણ ભાવશું, હોવે ભવ નિસ્તાર. ॥ ૪ ॥

[1]ન્હવણ [2]વિલેપન [3]વસ્ત્રની, [4]વાસ [5]કુસુમ [6]ફુલમાળ; સુરભી સુશોભીત [7]સુમન તેમ, [8]ચૂર્ણ [9]ધ્વજા સુવિશાળ. ॥૫॥ સુંદર આભુષણ વળી, [11]પુષ્પસદન [12]ફુલમેહ; [13]અષ્ટમંગળ [14]ધુપદીપની, પુજા શિવપદ નેહ. ॥૬॥ [15]ગીતગાન [16]નાટક તણી, [17]વાજિંત્ર પુજા સાર, સુરનર પેરે શ્રાવક કરે, જીમ કહી સૂત્રમોઝાર ॥ ૭ ॥

---

## ઢાળ.

[ મનમંદીર આવોરે કહું એક વાતલડી—એ દેશી. ]

જિન પુજન કરીએરે, વિવિધ જળ કળશ ભરી; ભવ સાગર તરીએરે, કર્મમળ દૂર હરી ॥ જિન૦ ॥ ૧ ॥ તીર્થોદક લાવીરે, માગધ વરદામ તણું; સુર સરીતા સિંધુરે, વળી ક્ષીર સાગરનું ॥ જિન૦ ॥ ૨ ॥ માંહે મૃગમદ ભેળીરે, ઔષધિ મીશ્ર કરી; પ્રભુને નવરાવેરે, અમર અતિ ભાવ ધરી. ॥ જિન૦ ॥ ૩ ॥ દમયંતી દ્રૌપદીરે, જિણંદ પુજન કરતી, નિજ કારજ કીધુંરે, અચળ શિવપદ વરતી ॥ જિન૦ ॥ ૪ ॥ ચોગતિની હરણીરે, આત્મશુદ્ધિ કરણી; ઉપયોગે કરીએરે, પુજા ભવજળ તરણી. ॥ જિન૦ ॥ ૫ ॥ જિનરાજ અભાવેરે, પુજા જિન બીંબ તણી; કરો ઉન્નત ભાવેરે, જિનેશ્વર તુલ્ય ગણી. ॥ જિન૦ ॥ ૬ ॥ એહ આગમ વાણીરે, સદૂહે ચિત્ત ખરી; આત્મોદય પામેરે, "રસિક" શિવસુખ વરી. ॥ જિન૦ ॥૭॥

ઇતિ શ્રી પ્રથમ જળ પુજા સમાપ્ત ॥ ૧ ॥

---

## અથ શ્રી દ્વિતીય ચંદન પુજા.

---

### ( દોહરા. )

અંબર વર ઘનસારશું, કરી કેશર રંગરોળ, શ્રી જિનવરને પુજતાં, હોવે હર્ષ કલ્લોલ. ॥ ૧ ॥ રત્નજડીત અતિ શોભતી,

કનક કચોળી સાર; સરસ બરાસ સુખડ ભરી; લેપો જગદાધાર. ॥ ૨ ॥ ઉત્તમ દ્રવ્યો મેળવી, ધરીએ ઉત્તમ ભાવ; જન્મ મરણુથી વીરમી, લહીએ શિવસુખ દાવ. ॥ ૩ ॥

---

## ઢાળ.

( સુણો ચંદાજી શ્રી મંધર પરમાતમ પાસે જાજો—એ દેશી. )

ભવિ ભાવ ધરી, શ્રી જિનવરની ચંદનપુજા કીજે; ભવસિંધુ તરી, શ્રી જિનવર પુજીને લાહો લીજે ॥ભવી૦॥ સુંદર સોવનના થાળ મહી, મૃગમદ કુમકુમ એ દ્રવ્ય લહી, પરમાતમ ગુણુમાં લીન થઇ ॥ ભવિ ભાવ ધરી૦ ॥ ૧॥ જગપતિ નવ અંગે તીલક કરી, કરે ગાત્ર વિલેપન હર્ષ ધરી, લહે શીતળ સુખ નીજ અંગ ભરી ॥ ભવિ ભાવ ધરી૦ ॥ ૨ ॥ પ્રભુ ચરણ[1] જાનુ[2] કર[3] ખંધ[4] વિષે, શીર[5] ભાલ[6] વિશાળ ને કંઠ[7] દીસે, કરે હૃદય[8] નાભી[9] મનડુ હીંસે ॥ ભવિ ભાવ ધરી૦ ॥૩॥ સુરપતિ અતિ અનુપમ સાજ ગ્રહી, પ્રભુ પુજે મેરૂ ગિરીંદ જઈ, રાચે મનમાં કૃતકૃત્ય ભઈ ॥ ભવિ ભાવ ધરી૦ ॥ ૪ ॥ તેમ શ્રાવક પુજ કરે રંગે, લઈ દ્રવ્ય ભાવ અતિ ઉમંગે, તે “રસિક” વરે મુક્તિ સંગે ॥ ભવિ ભાવ ધરી૦ ॥ ૫ ॥

॥ ઇતિ શ્રી દ્વિતીય ચંદનપુજા સમાપ્ત. ॥

---

# અથ શ્રી ત્રીજી વસ્ત્રયુગલપુજા.

(દોહરા)

ચંદ્ર કીરણથી નીર્મળા, અનુપમ વસ્ત્રો હોય; પૂજન કરતા પ્રેમથી, આતમ નિર્મળ હોય. ॥ ૧ ॥ ક્ષીરોદક સમ ઉજ્વલા, કોમળ કમળ સરીષ, કેશર ચરચિત કર ગ્રહી, પુજો જિન જગદીશ. ॥ ૨ ॥ કર્મ મેલ હરવા કહી, અંગલુહણુની જોડ; કર્મ હરણુથી પામીએ, શિવરમણીની હોડ. ॥ ૩ ॥

## ઢાળ.

(પ્રવચન પદને પુજીએરે—એ દેશી)

વસ્ત્ર યુગલથી પુજીએરે, શ્રી જિનરાજ મહુંત; ઉપગારી અરિહંતજીરે, ગુણ અનંત ભદંતરે. ભવિઆ, પુજો શ્રી જિનદેવ ॥ જીમ પામો શીવ મેવરે ભવિઆ ॥ પુ૦ ॥ ૧ ॥ દેવદુષ્ય ભાવે લઈરે, પુજે સુરનર રાય; તેમ હોય ઉત્તમ વસ્ત્રથીરે, કરતા અતિ સુખ થાયરે. ભવિઆ ॥ પુ૦ ૨ ॥ પાઠાંતર પુજા કહીરે, નયન યુગલ મનોહાર; રત્નજડિત કંચનતણારે, લઈએ હોય શ્રીકારરે. ભવિઆ ॥ પુ૦ ૩ ॥ લોચનથી પ્રભુ પુજતાંરે, જ્ઞાનાવરણુ વીનાશ, કેવળનાણુ નયન સુહારે, દર્શન હોય પ્રકાશરે. ભવિઆ ॥ પુ૦ ૪ ॥ ફરસીત દંશણુ નાણુથીરે, પાવન આતમએહ, 'રસિક' કર્મમળ ક્ષય કરીરે, પામે ચીદ્રુપ તેહરે. ભવિઆ ॥ પૂ૦ ૫ ॥

ઇતિ શ્રી તૃતીય વસ્ત્રયુગલ પુજા સમાપ્ત.

# અથ શ્રી ચોથી વાસક્ષેપપુજા.



[ દોહરા ]

વાસ પુજા જિનરાજની, કરત દેવ સુરીઆભ; તીવ્ર ભક્તિમાં લીન થઈ, પામ્યો અવિચળ લાભ. ॥ ૧ ॥ અગર કપુર ચંદન વળી, મૃગમદ સરસ બરાસ; અંબર પુષ્પ મીલવીને, કરીય સુગંધીત વાસ. ॥ ૨ ॥ ભવદવ તાપ સમાવવા, મન તનુ શીતળ કાજ; નરભવ પામી પુજીએ, વાસથકી જિન-રાજ. ॥ ૩ ॥



## ઢાળ.

[ વારી પ્રભુ દશમા શીતળનાથકે સુણો એક વીનતીરે લોલ—એ દેશી ]

સજની ઉદય થયો પ્રહુ ઉઠકે રજની ગઈ વીતીરે લોલ; સજની ઉદય થતા જિન સૂરકે કુમતી ધરે ભીતીરે લોલ; સજની તે જિનરાજની પુજા વાસ લઇ કરેરે લોલ; સજની પ્રગટે આત્મ સુગંધકે ભવભયનીસ્તરેરે લોલ.॥સજની૦॥૧॥ સજની પુદ્ગળની દુર્વાસકે સંગ અનાદિનોરે લોલ; સજની સુરભી વાસ સુવાસે રંગ સમાધીનોરે લોલ; સજની લાવ્ય કનકનો થાળ વિવિધ રત્ને જડ-યોરે લોલ; સુંદર નકશીદારકે કારીગરે ઘડયોરે લોલ. ॥ સજની૦ ॥૨॥ સજની ભરી તેહ માંહે વાસકે વિધિએ પુજીએરે લોલ; સજની ઉપયોગે ફળદાય; અવિધિએ ધ્રુજીએરે લોલ; મનુઅ જન્મ પામીને લાહો લીજીએરે લોલ; 'રસિક' પ્રભુની પુજા ભાવે કીજીએરે લોલ ॥ સજની૦ ॥ ૩ ॥

ઇતિ શ્રી ચોથી વાસક્ષેપ પુજા સમાપ્ત.

# અથ શ્રી પાંચમી પુષ્પારોહણ પુજા.

(દોહરા)

પચરંગી પુષ્પો તણી, મહકે અતિહી સુગંધ; તે લઈ જિનવર પુજતાં, ત્રુટે દુર્ગતિ બંધ. ॥ ૧ ॥ મનહર સુંદર શોભતા, વિવિધ જાતીના ફુલ; શુદ્ધ ભાવ પુજક ધરે, પામે લાભ અમુલ્ય. ॥ ૨ ॥ દ્રવ્ય ભાવ હેતે કરે, પુજા શ્રી જિનરાજ; કારણ કાર્ય નીમીત્ત છે, ભાવ કીયે શિવરાજ. ॥૩॥

ઢાળ.

( ચારિત્ર પદ નમો આઠમેરે.—એ દેશી. )

પંચવરણ કુસુમે કરેરે, આંગી અનુપમ ઠાઠ; અવસર એ રૂડો ॥ નંદનવનથી લાવતારે, સુરનર નિજ વધુ સાથ; અવસર એ રૂડો ॥ ૧ ॥ જાઈ જુઇ વર કેતકીરે, માલતી લાલ ગુલાબ; અવસર એ રૂડો ॥ સરસ સેવંત્રી મોગરારે, કમલકુંદ ભરી છાબ; અવસર એ રૂડો ॥ ૨ ॥ પારીજાતક કેવડોરે, ડમણો દીવ્ય અપાર; અવસર એ રૂડો. ॥ શતપત્રી જાસુલ ભલારે, ચંપો ચીત્ત હરનાર; અવસર એ રૂડો. ॥૩॥ વિકસિત સુરભી ફુલનારે, કંચન થાળ વીશાળ; અવસર એ રૂડો. ॥ ‘ રસિક ’ ભાવથી કર ગ્રહીરે, પુજે જગત્ દયાળ; અવસર એ રૂડો. ॥૪॥

ઇતિ શ્રી પાંચમી પુષ્પ પુજા સમાપ્ત.

## અથ શ્રી છઠ્ઠી પુલની માળાની પુજા.

( દોહરો )

શ્વેત પુષ્પ પારસતણી, ગુંથી મનહર માળ; શ્રી જિનકંઠે સ્થાપતા, વરીએ શિવ વરમાળ. ॥ ૧ ॥ માળા મોહન વેલડી, સુરતરૂ જિન જગદીશ; તીવ્ર ભાવ પુજક ધરે, પામે સયલ જગીસ. ॥ ૨ ॥ સુંદર સોવન થાળમાં, મુકી જિનગૃહ જાય; અન્યમતિ અવલોકતા, સમકિત કારણ થાય. ॥૩॥

### ઢાળ

( ચૌમાસી પારણું આવે—એ દેશી )

સુર સુંદર માળ બનાવે, માંહે વિધ વિધ ફુલ ભરાવે, ભક્તે પ્રભુ કંઠ ચઢાવે, ધરી ઉલટ ભાવના ભાવેરે; જિનરાજ જગત ઉપગારી; પ્રભુ દ્યો શિવ માળ સ્વીકારીરે; જિનરાજ૦ ॥ ૧ ॥ લઈ પારસ પુષ્પની માળા, માંહે ગુંથી ગુલાબ રૂપાળા, જાસુલ ચંપક સુવિશાળા, ચિત્તહર ચારૂ સુરબાળારે; જિનરાજ૦ ॥ ૨ ॥ જેમ મોકિતક હાર સુહાવે, માંહે નવ નવા રત્ન જડાવે, તે વિધ ફુલ માળ કરાવે, ભવિ દેખત આનંદ પાવેરે; જિનરાજ૦ ॥ ૩ ॥ એણી પેરે ભવિ શ્રાવક રંગે, લઈ મનહર માળ ઉમંગે, સ્થાપે જગનાયક અંગે, તે પરણે 'રસિક' શિવ સંગેરે; જિનરાજ૦ ॥ ૪ ॥

ઇતિ શ્રી છઠ્ઠી ફુલની માળાની પુજા સમાપ્ત.

# અથ શ્રી સાતમી ફુલની આંગીની પુજા.

(દોહરો)

કમલ કેતકી કેવડો, કોરંટો ને કોલ; પાડલ પદ્મ પ્રિયંગુ એ, સુમન સુગંધ અમોલ. ॥ ૧ ॥ મરૂઓ માલતી મોતીઓ, મોગર ને મંદાર; મલ્લિકા મચકુંદની, મહકે વાસ અપાર. ॥ ૨ ॥ સર્વોત્તમ સુંદર વળી, સુરભી રસ ભરપુર; વિવિધ જાતી કુસુમે કરી, આંગી રચો જિન સૂર. ॥ ૩ ॥

## ઢાળ.

( સાંભળજો મુનિ સંયમ રાગે.–એ દેશી. )

સુંદર સોવન થાળ સુમનનો, ભરી જિનમંદીર જઈએરે; અરિહા અંગે અનુપમ આંગી, કરતા પાવન થઇએરે. ॥સુંદર૦ ॥ ૧ ॥ રક્ત પીત વળી શ્યામ સુરંગે, સુંદર ચિત્ર પ્રકાશેરે; ઉત્તમ ચિત્રકારની રચના, જગ જન નયન વિકાસેરે. ॥સુંદર૦ ॥ ૨ ॥ એ વિધ નવ નવ પુષ્પ લઇને, વેલ કાંગરા કરીએરે; કુસુમ યોજના કરતા મનમાં, વિધ વિધ ભાવ સમરીએરે. ॥ સુંદર૦ ॥ ૩ ॥ 'રસિક' સ્મરણ મન ઉંડ વિચારે, જન મન લીન બનાવેરે; આંગી મીષે શિવવધુને કાગળ, લખતા શિવ સુખ પાવેરે. ॥ સુંદર૦ ॥ ૪ ॥

ઇતિ શ્રી સાતમી પુષ્પઆંગીની પુજા સમાપ્ત.

# અથ શ્રી આઠમી સુગંધી ચૂર્ણ પુજા.

(દોહરા.)

અતિ ઉત્તમ ગંધે ભર્યો, ઉજ્વલ સરસ બરાસ; અગર કપુર ચંદન વળી, અંબર અનુપમ વાસ. ॥ ૧ ॥ માંહે મૃગમદ મેળવી, કનક પત્રની સાથ; ચારૂ ચૂરણુ કર ગ્રહી, પુજે ત્રિભુવન નાથ. ॥ ૨ ॥ ચુરણુ પૂજા આઠમી, અષ્ટ કર્મ હરનાર; ભવ ભય દૂર હઠાવીને, પહોંચાડે શિવદ્વાર ॥ ૩ ॥

## ઢાળ.

[ આદીતે અરિહંત અમ ઘેર આવોરે–એ દેશી. ]

અંબર વર ઘનસાર મૃગમદ મેળીરે, માંહે સુમનસ સરસ સુવાસ ભાવે ભેળી રે. ॥ ૧ ॥ અનુપમ સુરભી દ્રવ્ય બહુ બહુ લાવીરે, જે પુજે શ્રી જિનદેવ તાલ મીલાવીરે. ॥ ૨ ॥ દ્રવ્ય સુગંધે પુજતાં ભવિ લહીએરે, કાંઇ અક્ષય સુખનું ધામ ત્યાં જઇ રહીએ રે. ॥ ૩ ॥ આતમની દુર્વાસ તે દુર હરીએરે, કાંઇ નિર્મળ નિજ સ્વરૂપ સ્હેજે વરીએરે. ॥ ૪ ॥ જગત અનાદિ કાળ ચેતન રઝળેરે, દુઃખદાયક આઠે કર્મ દાહે પ્રજળે રે. ॥ ૫ ॥ અષ્ટ કર્મ હરનાર અષ્ટમી કરીએરે જિન પુજા 'રસિક' આધાર ભવ જળ તરીએરે ॥ ૬ ॥

ઇતિ શ્રી આઠમી ચૂર્ણ પુજા સમાપ્ત.

# અથ શ્રી નવમી ધ્વજ પુજા.

(દોહરા.)

સુંદર જિન મંદીરતણા, શૃંગ વિષે સોહંત; રત્ન જડિત સોવન તણો, દંડ અતિ ઝલકંત ॥ ૧ ॥ મંદ પવનમાં ઝુલતી, ઘંટ ઘુઘરી અફળાય; મધુર નાદ સુણી તેહનો, ધ્વજ ડોલે મન માંહ્ય. ॥૨॥ મુજ સરીખુ જગ કો નહી, પુણ્યવંત શીરદાર; જિન ગૃહ પર ગગને રહી, પામુ હરખ અપાર ॥ ૩ ॥

---

ઢાળ.

[શિવનારી શિવનારીરે દીલભર દીખાત હો શિવનારી--એ દેશી.]

જયકારી જયકારીરે પુજન જયકારી જયકારી ॥ ભવિજીવ ઉદ્ધરવા જિન વાણી, વિજય પતાકા ધારીરે પુજન૦ ॥ ૧ ॥ અનુપમ ધ્વજ લઈ શ્રી જીન પુજે, ધન્ય તેહ નરનારીરે પુજન૦ ॥ ૨ ॥ અમર નિકર સચિ સુરપતિ સંગે, ભક્તિ કરે હીતકારીરે પુજન૦ ॥ ૩ ॥ આતમ રિદ્ધિ અપુર્વ તુમારી, અમે તુમ પાસ ભીખારીરે પુજન૦॥૪॥ સુર સરીખા યાચક પ્રભુ આગે, માગત મોક્ષની બારીરે પુજન૦ ॥ ૫ ॥ ભવ ભય હર જિન ધ્વજ પુજનથી, 'રસિક' લહો ભવ પારીરે પુજન૦ ॥૬॥

ઇતી શ્રી નવમી ધ્વજ પુજા સમાપ્ત.

---

## અથ શ્રી દશમી આભરણ પુજા.

### ( દોહરા )

દશમી રત્નાભરણુની, જિન પુજા જયકાર; સુરનર પેરે શ્રાવક કરે શક્તિ તણે અનુસાર. ॥ ૧ ॥ હીરા મોતી લસણીઆ, માણેક પન્ના ચંગ; કરકોદક મણિ રત્નના, આભુષણ જિન અંગ. ॥ ૨ ॥ રત્ન પ્રભા અતિ નિર્મળી, દશદિશ દેત પ્રકાશ; પુજક તન્મય ભાવથી, પૂર્ણ કરે મન આશ. ॥૩॥

### ઢાળ.

[ અજીત જિણંદશું પ્રીતડી—એ દેશી. ]

ત્રિભૂવન નાયક જિન તણી, શુભ ભાવે હો સુરનર સમુદાયકે; વિવિધ આભૂષણ કર ગ્રહી, કરે ભક્તિ હો એકતાન લગાયકે. ॥ ત્રિભૂવન૦ ॥ ૧ ॥ પ્રભુજી તુજ સમ કો નહી, જગ જનના હો શિર તાજ સમાનકે; તેણે તુજ શીશ મુગટ ધરી, નીત્ય સ્મરીએ હો અજરામર સ્થાનકે. ॥ ત્રિભૂવન૦ ॥ ૨ ॥ બાંહે બાજુબંધ બેરખા, કાને કુંડળ હો સૂર ચંદ્રની જોડ કે; ઉર પર હાર હીરે જડયો, એમ અનુપમ હો આભુષણ ક્રોડકે. ॥ ત્રિભૂવન૦ ॥ ૩ ॥ નિજ નિજ શક્તિ પ્રમાણમાં, જિન પુજે હો સુર સમકિતવંતકે; તેમ 'રસિક' શ્રાવક કરે, તે પામે હો ભવ ભયનો અંતકે. ॥ ત્રિભૂવન૦॥૪॥

ઇતિ શ્રી દશમી આભુષણ પુજા સમાપ્ત.

# અથ શ્રી અગ્યારમી પુષ્પગૃહ પુજા.

## ( દોહરા. )

વિધ વિધ પુષ્પે ગુંથીઉ, સુંદર જિનગૃહ સાર; સુર-ગૃહ પણ જસ હોડમાં, આવે નહિ તલભાર. ॥ ૧ ॥ મન મોહક મંડપ રચી, બાંધ્યા તોરણુ ચંગ; જાળી ઝરોખા ચિતરી, ઝુમખા સરસ સુરંગ. ॥ ૨ ॥ એ અદ્‌ભૂત આવાસમાં, પધરાવી જિનદેવ; ભાવે ભક્તિ સુર કરે, પામે શીવપદ મેવ. ॥ ૩ ॥

## ઢાળ.

[ શ્રીરે સિદ્ધાચળ ભેટવા—એ દેશી. ]

સમકિતધારી શ્રવકો, જિન મંદીર આવે; પુષ્પ સદન પુજન કરી, શીવ સદન મીલાવે. ॥ સમકિત૦ ॥ ૧ ॥ ચાર ગતિના ચક્રમાં, સ્થિરતા નહી કયાંયે; જન્મ મરણુ વેદન લહી, દુઃખ દરિયા માંહે. ॥ સમકિત૦ ॥ ૨ ॥ પુન્ય અપૂર્વ ઉદય થતાં, જીવ નરભવ પાવે; હાથ ચડયો ચિંતામણી, કેમ ફોક ગુમાવે ॥ સમકિત૦ ॥ ૩ ॥ પુષ્પગૃહે જિન પુજતાં, બહુ ભક્તિ ભાવે; 'રસિક' કર્મનો ક્ષય કરી, ભવિ મોક્ષે જાવે ॥ સમકિત૦ ॥ ૪ ॥

ઇતિ શ્રી અગ્યારમી પુષ્પગૃહ પુજા સમાપ્ત.

# અથ શ્રી બારમી પુષ્પમેહ પુજા.

( દોહરા )

પંચ વરણ પુષ્પો ગ્રહી, ભવિ શ્રાવક જિન અંગ; મેઘ છટાએ વરસતાં, ધરી મન અતિહી ઉમંગ ॥ ૧ ॥ પાડલ પદ્મ પ્રિયંગુને, પારસ પુષ્પ રસાળ; જળ ધારા જીમ છાંટતા, કર્મ ખપે તત્કાળ ॥ ૨ ॥ ભાવ વીના નીષ્ફળ કહી, કિરિયા કષ્ટ સમાન; ક્રિયા ભાવ હેતે ગણી, ભાવ ક્રિયા દો માન. ॥૩॥

## ઢાળ.

[ રંગ રસિયા રંગ રસ બન્યો મન મોહનજી—એ દેશી. ]

ઝીણો ઝરમર વરસે મેહુલો મહારા વહાલાજી; માંહે સુંદર સુરભી ફુલ, વરસે મેહુલો મહારા વહાલાજી ॥ ૧ ॥ કમળ સુગંધી કેતકી મહારા વહાલાજી; જેની મહકે વાસ અમૂલ્ય, વરસે મેહુલો૦ ॥૨॥ સચિપતિ સચિ સહી સુરનરા મહારા વહાલાજી; મળે મેરૂ શિખર પર આય, વરસે મેહુલો૦ ॥ ૩ ॥ જિનપતિ જન્મ સમય કરે મહારા વહાલાજી; ફુલવૃષ્ટિ ઉમંગ દીલ લાય, વરસે મેહુલો૦ ॥ ૪ ॥ શ્રાવક જન એ વિધ કરે મહારા વહાલાજી; ફુલ મેહ પુજન સુખકાર, વરસે મેહુલો૦ ॥ ૫ ॥ પ્રભુ મુખ વિદ્યુત જ્યોતમે મહારા વહાલાજી; જન 'રસિક' વરે શિવ નાર વરસે, મેહુલો૦ ॥ ૬ ॥ ઇતિ શ્રી બારમી પુષ્પ મેહપુજા સમાપ્ત.

# અથ શ્રી તેરમી અષ્ટમંગળની પુજા.

[ દોહરા. ]

અખંડ ઉજ્વલ ચંદ્ર જ્યું, અક્ષત લેઇ શ્રીકાર; શુભ ભાવે પુજન કરે, જિનપતિ આગળ સાર ॥ ૧ ॥ સ્વસ્તિક દર્પણ કુંભ તેમ, ભદ્રાસન વર્દ્ધમાન; નંદાવર્ત શ્રીવત્સને, મીન યુગલ મન માન ॥ ૨ ॥ એ આઠે મંગળ થકી, અષ્ટ કર્મ હોય નાશ; ભવ દવ તાપ સમાવીને, પામે શિવપુર વાસ ॥૩॥

## ઢાળ.

[ યાત્રા નવાણુ કરીએ સલુણા—એ દેશી. ]

રયણ કનક મણિ કર ગ્રહીરે, મૌક્તિક સાથ મીલાય ॥ જિનેશ્વર પુજીએ ॥ અમલ અખંડીત અક્ષતેરે, અષ્ટ મંગળ સુખદાય ॥ જિનેશ્વર૦ ॥ પુજીએ જિન પુજીએરે, પુજત ભવ-દુઃખ જાય ॥ જિનેશ્વર૦ ॥ ૧ ॥ અષ્ટ મંગળથી પુજતાંરે, આઠે મદ હોય દૂર ॥ જિનેશ્વર૦ ॥ અડ પવયણ રાગી બનેરે, પામે આનંદ પુર ॥ જિનેશ્વર૦ ॥ ૨ ॥ અમર અમર સુખ પામવારે, પુજે અમર અરિહંત ॥ જિનેશ્વર૦ ॥ તેણે વિધ શ્રાવક ભાવથીરે, પુજે 'રસિક' ભગવંત ॥ જિનેશ્વર૦ ॥ ૩ ॥ ઇતિ શ્રી તેરમી અષ્ટમંગળ પુજા સમાપ્ત.

# અથ શ્રી ચાૈદમી ધૂપ પુજા.



[ દોહરા. ]

અગર તગર મૃગમદ વળી, સુરભી સુખડ બરાસ; કૃષ્ણાગર ઉત્તમ અતિ, મહકે દસ દિશિ વાસ ॥ ૧ ॥ કપુર કુંદરૂ એ સહુ, મીલાવી ધૃત માંહ્ય; સરસ સુગંધી ધૂપ કરી, પુજે શ્રી જિનરાય ॥ ૨ ॥ કર્મ કાષ્ટને બાળવા, ધ્યાનાનળ પ્રગટાય, ભાવ ધૂપથી આતમા, સહજ વિલાસી થાય ॥ ૩ ॥



ઢાળ.

[ જગજીવન જગ વાલ્હો—એ દેશી. ]

સરસ સુગંધી ધૂપ કરી, આવી જિનગૃહ માંહ્ય ભવિજન; પ્રભુ આગળ ઉખેવતા, પાતીક દૂર પલાય ભવિજન ॥ સરસ૦ ॥ ૧ ॥ કનક ઘડયું રયણે જડયું, ધૂપધાનુ સોહાય ભવિજન; ઉત્તમ સાધન સંગ્રહી, ઉત્તમ ભાવ ધરાય ભવિજન ॥સરસ૦॥૨॥ દ્રવ્ય પુજન મન મોહને, ઉત્તમ ભાવના થાય ભવિજન; ઉર્ધ્વ શિખા જેમ ધૂપની, ઉર્ધ્વગતિ ભવિ થાય ભવિજન ॥ સરસ૦ ॥ ૩ ॥ જિનવરની જમણી દિશે, ધૂપ દીપ લઈ ચંગ ભવિજન; સુરનર પેરે શ્રાવક કરે, પુજા 'રસિક' ઉમંગ ભવિજન. ॥ સરસ૦ ॥ ૪ ॥ ઇતિ શ્રી ચૌદમી ધૂપ પુજા સમાપ્ત.



# અથ શ્રી પંદરમી ગીત પુજા.



[ દોહરા. ]

ગગન તણી સીમા નહી, નહી જગતકો અંત; નીરૂપમ શિવસુખ તેમ હે, જિન ગુણ ગાન અનંત ॥ ૧ ॥ શત્રુંજય સમ તીર્થ નહી, નહી અરિહા સમ દેવ; જિન ગુણ ગાન સરીષ નહી, શિવસુખ દાયક સેવ ॥ ૨ ॥ મધુર ધ્વનિ ષટ રાગની, રાગણીઓ છત્રીસ; સુરનર સરસ સુકંઠથી, ગાવે ત્રિભૂવન ઇશ. ॥ ૩ ॥

---

## ઢાળ.

[ વહાલા આજે ઉમંગ મનમાં થયોજો—એ દેશી. ]

આવે આવે અમર સઘળા મળીજો, ગાવે જિનગુણ ઉન્નત ભાવજો; રૂડા રાગે આલાપ મધુરા કરેજો, નહી એ સમ બીજો લ્હાવજો; વહાલા એહ સમય રળીઆમણોજો. ॥૧॥ માલકોશ મલ્હાર મીઠે સ્વરેજો, ગોડી પુરવી વસંત આલ્હાદજો; પ્રભુ ભક્તિ ભરે ગાતા થકાંજો, સાથે વિધ વિધ વાજિંત્ર નાદજો ॥ વહાલા૦ ॥ ૨ ॥ ભવી એહ આનંદ વિલોકીનેજો, હોવે જિનગુણ અમૃત લીનજો; શુભ ભાવે કુકર્મ ખપાવતાજો, શિવ રમણિ "રસિક" આધિનજો ॥ વહાલા૦ ॥ ૩ ॥ ઇતિ શ્રી પંદરમી ગીત પુજા સમાપ્ત.

---

## અથ શ્રી સોલમી નાટક પુજા.

(દોહરા.)

હવે પુજા નાટક તણી, જિનપતિ આગળ સાર; ભાવે ભવિ પ્રાણી કરી, પામે શિવપુર દ્વાર. ॥ ૧ ॥ અનુપમ આભૂષણ ધરી, સજી સોળે શણગાર; એક શત આઠ મળી કરી, આવે જિન દરબાર. ॥ ૨ ॥ જિનપતિ જન્મસમય સહુ, દેવ દેવી પરીવાર; હાવ ભાવથી નાચતા, લાજે નહી લગાર. ॥ ૩ ॥

## ઢાળ.

[નેક નજર કરો નાથજી—એ દેશી.]

દેવી દેવી હરખે મળી, જિન આગે નચે ભકતે કરી જીહો; એહ સમય રળિયામણો ॥ ઠમક ઠમક ઠમકો કરે, વાલા ફૂરરર ફેર કુદડી ફરે જીહો ॥એહ૦॥૧॥ થનક થનક તા થેઈ કરી, ગીત ગાવે મધુર સ્વરે કિન્નરી જીહો ॥એહ૦॥ ઘમ ઘમ ઘમકે ઘુઘરી, કરે રૂમઝુમ નૃત્ય સુર સુંદરી જીહો ॥ એહ૦ ॥ ૨ ॥ તાલી લીયે ભ્રમરી દીયે, એમ નાચે નવી નવી રીતીયે જીહો ॥ એહ૦ ॥ વિવિધ વાજિત્ર કરમાં ધરી, વીણા બંસી બજાવે ઉલ્લટ ભરી જીહો ॥ એહ૦ ॥ ૩ ॥ તે વિધ શ્રાવક ભાવથી, પ્રભુ આગે એકાગ્ર સ્વભાવથી જીહો ॥એહ૦॥ નાચે 'રસિક' બહુ તાલમાં, જેમ નાવે ફરી જગ જાળમાં જીહો ॥ એહ૦ ॥ ૪ ॥ ઇતિ શ્રી સોળમી નાટક પુજા સમાપ્ત.

## અથ શ્રી સત્તરમી વાજિંત્ર પુજા.

(દોહરા)

સમોવસરણમાં સુરપતિ, વિવિધ વાદ્ય ધરી આય; મધુર સ્વરે જિન ગુણ સ્તવે, ચીરંજીવ જિનરાય. ॥ ૧ ॥ ઢોલ મૃદંગ વિણા વળી, સારંગી સીતાર; સુરસાગર તંબુરને, સયળ કરી એકતાર. ॥ ૨ ॥ ભેરી ભૂંગળ દુંદુભી, શરણાઈ શ્રીકાર; ઝાંઝ બંસીને ઝલ્લરી, પ્રગટ કરે ઝણુકાર. ॥ ૩ ॥

### ઢાળ.

[ ઉત્તમ ફળ પુજા કીજે—એ દેશી. ]

સમોવસરણ જિનપતિ રાજે, દુંદુભી નાદ મધુર ગાજે, સુરનર શિવ રમણિ કાજે; મનમોહન પુજન કરીએ ॥ ભક્તિ કરી ભવ ભય હરીએ–॥ મનમોહન૦ ॥ ॥ ૧ ॥ ત્રિભુવન જન મન વિશ્રામી, ભવિ જીવ ઉપગારે સ્વામી, પ્રતિબોધે કેવળ પામી ॥ મનમોહન૦ ॥ ૨ ॥ સુર નરપતિ સંપત્તિ ધારી, તુજ તોલે નહીં ઉપગારી, નાણુ રિદ્ધિ અદ્ભૂત તહારી ॥ મનમોહન૦ ॥ ૩ ॥ તેણે તુજ દાસપણે રહીએ, કોઈ સમય તુજ સમ થઈએ; જન્મ મરણ તજી શિવ લહીએ ॥ મનમોહન૦ ॥ ૪ ॥ ગીત નૃત્ય થેઈ થેઈ કરીએ, વાદ્ય વીણા કરમાં ધરીએ, 'રસિક' પુજા કરી સુખ વરીએ ॥ મનમોહન૦ ॥૫॥ ઈતિ શ્રી સત્તરમી વાજિંત્ર પુજા સમાપ્ત.

## અથ કળશ.

[ હો અવસર બેર બર નહી આવે—એ રાગ. ]

હો ભવિકા શ્રી જિન પુજન કીજે; નરભવ લાહો લીજે૦ ॥ હો ભવિકા શ્રી જિન૦ ॥ ઉત્તમ નરભવ આર્ય ક્ષેત્રમાં, શ્રાવક કુળ ગુણખાણી, દુર્લભ યોગ મળ્યો મહાકષ્ટે, સફળ કરો ભવિ પ્રાણી ॥ હો ભવિકા૦ ॥ ૧ ॥ સત્તરભેદે પ્રભુ પદ પુજા, જ્ઞાતા સુત્રથી જાણી; દ્રોપદી સુર સુરીયાભ પ્રમાણે, કરત વરે શીવરાણી ॥ હો ભવિકા૦ ॥ ૨ ॥ ભવભવ જન્મ મરણના ફેરા, કરતા નાવ્યો આરો; દેવ દયાળુ શરણ લહીને, નિજ આતમ ઉદ્ધારો ॥ હો ભવિકા૦ ॥ ૩ ॥ તપગચ્છ ઉપવન મુનિ કજ મધુકર, સંવેગ પદ મન ધ્યાયો; પુર્વાચાર્ય વચન અનુસારે, દીલકો ભાવ જણાયો ॥ હો ભવિકા૦ ॥૪॥ નીતિવિજય શીષ્ય સિદ્ધિવિજયજીની, આશીષ શીરપે ઉઠાયો; સાંપ્રત સમયે સુગમ વીચારી, એ અધિકાર બનાયો ॥ હો ભવિકા૦ ॥ ૫ ॥ નેમવિજય શીષ્ય ઉદયવિજયજી, શ્રાવક તાસ કહાયો; મેં નિજ તાત સ્મરણને માટે, રાજનગરમેં રચાયો ॥ હો ભવિકા૦ ॥ ૬ ॥ દિગ્ગજ મુનિ નિધિ ચંદ સંવત્સર, ( ૧૯૭૮ ) વેશાખ માસ સવાયો; શુકલપક્ષ દિન અક્ષય તૃતિયા, 'રસિક' જિનેશ્વર ગાયો ॥ હો ભવિકા૦ ॥ ૭ ॥

( શ્રી કળશ સમાપ્ત. )

ઇતિ શ્રી ' રસિક ' વિરચિત શ્રી સત્તરભેદી પુજા સમાપ્ત.

॥ ૐ શ્રી સંખેશ્વર પાર્શ્વનાથાય નમઃ ॥

## કવિ રસિક વિરચિત—

# શ્રી જિનેંદ્ર સ્તવનમાળા.



## શ્રી ઋષભદેવજિન સ્તવન.



( રાગ પ્રભાત. ચાલોને પ્રીતમજી પ્યારા શેત્રુંજે જઈએ.—એ દેશી. )

ઉઠી પ્રભાતે મરૂદેવીના નંદન તુજ સ્મરીએ ॥ પ્રથમ યતિ તુમે પ્રથમ જિનેશ્વરને ચિત્તામાં ધરીએ, પ્રથમ ભુપ પૃથ્વિના નાયકને વંદન કરીએ. ॥ ઉઠી૦ ॥ ૧ ॥ તારણ તરણ છો ત્રિભૂવન સ્વામી સેવકને તારો, અવર નથી કોઈ આપ સરીખો મુજ ઉદ્ધનારો. ॥ ઉઠી૦ ॥ ૨ ॥ યુગ્લા ધર્મ નિવારક જિનજી નમીએ નિત્ય ભાવે, જાય ઉપદ્રવ થાય સમાધિ સમતા રસ આવે. ॥ ઉઠી૦ ॥ ૩ ॥ કલ્પતરૂની અલ્પ યાચના ફળ ઝાઝુ આપે, તુજ સરીખો મુજ સહાયક તે કયમ દારિદ્ર નવ કાપે. ॥ ઉઠી૦ ॥ ૪ ॥ અલખ નિરંજન ચીદ્રૂપ ચીદ્‌ઘન મુકિત પુરી વાસી, 'રસિક' સ્તવે પ્રભુ વૃષભ જિનેશ્વર દ્યો પદ અવિનાશી. ॥ઉઠી૦॥૫॥



## શ્રી અજીતનાથજિન સ્તવન.

[રાગ પ્રભાત. પાર્શ્વ સંખેશ્વરા સાર કર સેવકા—એ દેશી.]

અજીત જિન અજીત તું કર્મ વૈરી પ્રતે, બાહ્ય શત્રુ નહિ કોઇ ત્હારે; શત્રુ અંતર તણા ક્ષય થતા આતમા, મીત્રને વૈરી સરખાજ ધારે. ॥ અજીત૦ ॥ ૧ ॥ તેમ તુજ પ્રશમ ગુણ અવરને હીત કરે, શાન્ત મુખ શાન્તિની છાપ આપે; શીત ચંદન સુવાસીત કરે વાંસીને, કર ગ્રહી જન ભલે કોઇ કાપે ॥ અજીત૦ ॥ ૨ ॥ કોઇ ત્રિહુંકાળ પુજા કરે પ્રેમથી, વિવિધ દ્રવ્યો લઇ ભકિત સારી; કોઈ તુજ ગુણ પ્રતિ દ્વેષ બુદ્ધ ધરે, બેઉ ભણી સમ નજર નાથ ત્હારી. ॥ અજીત૦ ॥ ૩ ॥ એવી નિર્મળ મતિ છે પ્રભુ આપની, તોય આશ્રિત પ્રતિ મહેર લાવો; હોય કરજોડીને દાસ હું કરગરૂં, વિષમ ભવ ભય થકી મુજ બચાવો. ॥ અજીત૦ ॥ ૪ ॥ અખૂટ ધનવંત શ્રીમંત જન આગળે, યાચતાં તુચ્છ દારિદ્ર નાસે; અજીત પ્રભુ ત્રુઠતા અનુપ રિદ્ધિ મળે, ‘ રસિક ’ વળી મુકિતનું સુખ વિલાસે. ॥ અજીત. ॥ ૫ ॥

## શ્રી સંભવનાથજિન સ્તવન.

( રાગ—બંગાળ. કીસકે ચેલે કીસકે પુત—એ દેશી. )

સેના સુત પ્રભુ સંભવનાથ, તારક છો તમે ગ્રહો મુજ હાથ. ॥ પ્રભુ સાંભળો. ॥ ૧ ॥ જીતારી નૃપ નંદ

કૃપાળ, તાર્યાં બહુ વિભુ દિન દયાળ. ॥ પ્રભુ૦ ॥ ૨ ॥ પૂર્વ ભવે સંઘ ભકિત ઉદાર, કરી પામ્યા જિન પદ જગ સાર. ॥ પ્રભુ૦ ॥ ૩ ॥ સાવથ્થી નયરી શીણુગાર, જગ ઉપગારે થઇ અણુગાર. ॥ પ્રભુ૦ ॥ ૪ ॥ તપ તપતાં લહ્યું કેવળ નાણુ, અવરને દઇ કર્યાં આપ સમાન, ॥ પ્રભુ૦ ॥ ૫ ॥ નાણુ રિદ્ધિ તુજ અખૂટ જણુાય, અનહદ દેતાં ઓછી ન થાય. ॥ પ્રભુ૦ ॥ ૬ ॥ તો હું યાચુ ઘો પ્રભુ ગુઝ, 'રસિક' સ્તવે મુજ નાયક તુજ. ॥ પ્રભુ૦ ॥ ૭ ॥

## શ્રી અભીનંદનજિન સ્તવન.

(વ્રત સાતમે વીરતિ આદરૂરે લોલ—એ દેશી.)

સુર સ્વામીના સ્વામીને વીનવુંરે લોલ, અભીનંદન જગદાધારજો; કરૂં વંદન હું ઉલ્લટ ધરીરે લોલ, જયમ પામું જગત નિસ્તારજો. ॥ સુર૦ ॥ ૧ ॥ હું મોહ્યો સંસારે વિ-ભ્રમેરે લોલ, ફર્યો ચારે ગતિ બહુ વારજો; જરા જન્મ મર-ણુના ત્રાસથીરે લોલ, લહ્યું વિષમ દુઃખ અપારજો ॥ સુર૦ ॥ ૨ ॥ તોયે કાંઇક પુન્ય ઉદય થકીરે લોલ, તુજ દર્શન દીઠું આજજો; જો થાયે કરૂણા આપનીરે લોલ, તો સાધે સેવક નિજ કાજજો ॥ સુર૦ ॥ ૩ ॥ જેમ પારસ મણિના સ્પર્શથીરે લોલ, થાય લોહ સુવર્ણ સ્વરૂપજો; વહાલા નેહ નજર જો તુ કરેરે લોલ, તો પામું હું સુખ અનુપજો

॥ સુર૦ ॥ ૪ ॥ સુણો સંવર ભૂપના પાટવીરે લોલ, તુમે તાર્યાં અનેક નર નારજો; તો એક હું ભારે નહિ પડુરે લોલ, કર ઝાલો 'રસિક' દાતારજો. ॥ સુર૦ ॥ ૫ ॥

---

## શ્રી સુમતિનાથજિન સ્તવન.

---

(પંચમ પદને ગાઇએરે—એ દેશી.)

સુરપતિના પતિ ભકિત તુમારી, યાચુ બે કર જોડરે; અવર દેવ તે કદીય ન આવે, સુમતિ જિણંદ તુજ હોડ; શિવ વધુ રસીઆરે ॥ મારા કરમ કટક પ્રભુ તોડ; મુજ મન વસીઆરે ॥ ૧ ॥ મેઘરાય ભૂપતિના નંદન, વીનતડી સ્વીકારરે, અશરણ શરણ જિનેશ્વર મ્હારા, ત્રિવિધ તાપને વાર ॥ શિવ૦ ॥ ૨ ॥ મોહ અરિ મુજ કેડે લાગ્યો, લઈ નિજ શસ્ત્ર અપારરે; પુન્ય કોટને તોડી કરશે, મુજને વિણ આધાર ॥ શિવ૦ ॥ ૩ ॥ દાદ ધરી દીલ હે દિનબંધુ, સહાય કરો જગનાથરે; સમય જતા શું કામ આવશે, હાલ ગ્રહો મુજ હાથ ॥ શિવ૦ ॥ ૪ ॥ અલખ નિરંજન તું અજરામર, ચીદાનંદ ભગવાનરે, 'રસિક' વાણીથી અરજ કરૂં છું, ઘો મુજ દો શુભ ધ્યાન ॥ શિવ૦ ॥ ૫ ॥

—:o:—

## શ્રી પદ્મપ્રભુજિન સ્તવન.

( જિનરાજ લીયે વ્રત આજ સુણો સહી દેવારે—એ દેશી. )

પદ્મ પ્રભુ તુજ દેશનારે, અમીરસ વૃષ્ટિ સમાન; ભવિ ચાતક અતિ હર્ષથીરે,કરતા તેહનું પાન ાા સુણો જીનરાયારે ાા તે શિવપુરના મેમાન ાાખચીત નિમાયારે.ાા૧ાા કોણુ કરમ અંતરાયથીરે, ભટકયો અનાદિ કાળ; જન્મ મરણ જંજાળથીરે, ઉદ્ધર દીનદયાળ. ાા સુણો૦ ાા ૨ ાા કોઇક પુન્ય પસાયથીરે, દર્શન દીઠું આપ; અતુલ બળી પ્રભુ આશ્રયેરે, નહિ મ્હારે સંતાપ. ાા સુણો૦ ાા ૩ ાા શાસન ત્હારૂં પામીનેરે, જો રખડું સંસાર; તે તુમને શોભે નહિરે, જીનવર જગદાધાર. ાા સુણો૦ ાા ૪ ાા મહેર કરી દ્યો આપજીરે; બોધિ બીજ સુખ ખાણ, દાસ 'રસિક' યાચે મુદારે, ભવોદધિ તારક વહાણ. ાા સુણો૦ ાા ૫ ાા

## શ્રી સુપાર્શ્વનાથજિન સ્તવન.

[ ધન્ય ધન્ય તે જગ પ્રાણીઆ—મન મોહન મેરે-એ દેશી. ]

શ્રી સુપાર્શ્વજિન સાતમા ાા જિનરાજ હમારા ાા અરજ સ્વીકારો આપ ાા જગજીવન પ્યારા. ાા આશ્રય દાતા તું ધણી ાા જિનરાજ૦ ાાઆશ્રિતનું દુઃખ કાપ ાા જગજીવન.૦

॥ ૧ ॥ કીહાં મેરૂ કીહાં કાંકરો ॥જિનરાજ૦॥ કયાં કંચન ક્યાં કથીર ॥ જગજીવન૦ ॥ હું સેવક તું સાહેબો ॥ જિન-રાજ૦ ॥ હું કાયર તું ધીર ॥ જગજીવન૦ ॥ ૨ ॥ અણુ અણુગતિ જોડી જીહાં ॥ જિનરાજ૦ ॥ બેસે કયમ કરી તાલ. ॥ જગજીવન૦ ॥ હૃદય વિષે સમજુ છતાં ॥ જિનરાજ૦ ॥ કરગરી કહું પ્રભુ લાલ. ॥ જગજીવન૦ ॥ ૩ ॥ વિકટ આ જગની વાટમાં ॥ જિનરાજ૦ ॥ ભૂલો ભમ્યો બહુ વાર. ॥ જગજીવન૦ ॥ સાર્થવાહ સમર્થ તું. ॥ જિનરાજ૦ ॥ પહોં-ચાડો શિવ દ્વાર ॥ જગજીવન૦ ॥ ૪ ॥ જગ નાયક તું જગપતિ ॥ જિનરાજ૦ ॥ સકળ જંતુ હીતકાર ॥જગજીવન૦॥ શરણાંગત નવ વીછડશો ॥ જિનરાજ૦ ॥ 'રસિક' પ્રભુ આધાર. ॥ જગજીવન૦ ॥ ૫ ॥

---

## શ્રી ચંદ્રપ્રભુજિન સ્તવન.

---

[ સિદ્ધ ચક્ર પદ વંદો—એદેશી. ]

ચંદ્ર પ્રભુ તુજ વદન મનોહર, સોહે શારદનો ચંદ; ભવિજન કુમુદ વિકસ્વર થાયે, દેખત વિણુ મતિ મંદરે સ્વામી; અરજ એક અવધારો ॥ મહસેન નૃપના નંદરે સ્વામી; ભવજળ પાર ઉતારો ॥ ૧ ॥ આપ વિના નહિ શરણુ છે મ્હારે, વિત-રાગ જિનવરજી: ચહાય ઉગારો અથવા વિસારો, જેવી તમારી મરજીરે સ્વામી ॥ અરજ૦ ॥ ૨ ॥ પ્રાણુ જતાં પરદેવની

સેવા, સ્વપ્ને પણ ન સ્વીકારૂ; સ્વામી દ્રોહથી નિશ્ચય મુજને, મરણુ શરણુ બહુ પ્યારૂરે સ્વામી ॥ અરજ૦ ॥ ૩ ॥ એક માત એક તાત તેમ છે, નિશ્ચય તું પ્રભુ મ્હારે; આપ વિછડતા હું અશરણુને, અવર કોણુ ઉગારેરે સ્વામી ॥ અરજ૦ ॥૪॥ દાસ પ્રતિ પ્રભુ કરૂણા લાવી, આશા પૂરણુ કરી આપો; બાળ 'રસિક' યાચે કરજોડી, શિવપુર સન્મુખ સ્થાપોરે સ્વામી ॥ અરજ૦ ॥ ૫ ॥

---

## શ્રીસુવિધિનાથજિન સ્તવન.

[ શ્રી અરિહંત પદ ધ્યાઇએ—એ દેશી. ]

સુવિધિ જિનેશ્વર સાહીબા, કરૂણા રસ ભંડારરે; નેહ નજર પ્રભુ આપની, ઉતારે ભવ પારરે ॥ સુવિધિ૦ ॥ ૧ ॥ તારક તુજ સમ કો નહિ, પામ્યો હું પુન્ય યોગેરે; પાપ પ્રમાદથી આપના, રહેતો દર્શ વિયોગેરે ॥ સુવિધિ૦ ॥ ૨ ॥ દર્શન શિવપુર દ્વારજે, અમર સુખ તરૂ કંદરે; સંયમ જ્ઞાનથી ધુરજે, તે આપો જિનચંદરે ॥ સુવિધિ૦ ॥ ૩ ॥ સુગ્રીવ રાયના પાટવી, રામા માતના નંદરે; સુરપતિ સેવીત જિનવરા, કાપો ભવ ભય ફંદરે ॥ સુવિધિ૦ ॥ ૪ ॥ આવ્યો તુમારે આશરે, તો કયમ પાછો જાઉરે; 'રસિક' સુખ શાશ્વત ભલું, આપ પસાયે પાઉરે. ॥ સુવિધિ૦ ॥ ૫ ॥

---

## શ્રી શીતળનાથજિન સ્તવન.

[ કુંથુજિન મનડું કીમહીન બાજે—એ દેશી. ]

નાથ તુજ દર્શનની બલીહારી, મૂરતિ મોહનગારી. ॥ નાથ૦ ॥ દર્શન ચંદ્ર કીરણ વીસ્તરતા, મુજ મન કુમુદિની હર્ષે; અમીરસથી મીઠું તુજ દર્શન, મળતા આનંદ વર્ષે ॥ નાથ૦ ॥૧॥ દોષ અઢાર રહિત જિનવરજી, ચોત્રીસ અતિશય ધારી; નિષ્કામી પ્રભુ તુજને ભજતા, થાઉં અલ્પ સંસારી. ॥ નાથ૦ ॥ ૨ ॥ તું નિર્યામક ભવોદધિ તારક, આશ્રિત જનને ઉગારે; નિશદિન રટતા હાથ ન આવો, એ અચરીજ મન મ્હારે. ॥ નાથ૦ ॥ ૩ ॥ કઠીણ કરમ મુજ કેડ ન મુકે, ત્રિવિધ તાપ બહુ આપે; અચરીજ કારણ સંશય ઉપન્યો, ટાલ્યો આપ પ્રતાપે. ॥ નાથ૦ ॥ ૪ ॥ શીતળ શિવ સુખ દાયક નાયક, શીતળ જિનવર ભજીએ, સકળ કળા નિધિ સાહેબ પામી, 'રસિક' ઉપદ્રવ તજીએ. ॥ નાથ. ॥ ૫ ॥

## શ્રી શ્રેયાંસનાથજિન સ્તવન.

[ એક દિન પીંજર લેય બેઠી સા ગોખડે મારા લાલ—એ દેશી. ]

શ્રી શ્રેયાંસ જિનેશ્વર સાહેબ તું ધણી મારા લાલ. ॥ અનુપમ જ્ઞાનનુ તેજ પ્રકાશક દિનમણિ મારા લાલ. ॥ ભવિજન પંકજ જાસ કીરણથી ખીલતા મારા લાલ. ॥

જગપતિ તુમ સુપસાય મિથ્યાત્વને પીલતા મારા૦ ॥ ૧ ॥ જડતા ભાગે દૂર અજ્ઞાની પણું ટળે મારા લાલ. ॥ થાયે તત્વ પ્રતીત પરમ પદપી મળે મારા લાલ. ॥ એમાં શક તલભાર નહિ મુજ મન વિષે મારા લાલ. ॥ ગગન તણું નહિ માપ જેમ પ્રત્યક્ષ દીસે મારા૦ ॥ ૨ ॥ ઈચ્છિત ફળ દાતાર તું મુજ મનમાં વશ્યો મારા લાલ. ॥ પણ પરમેશ્વર બાપ હું કર્મ વિષે ફસ્યો મારા લાલ ॥ સહાયક તું ભગવંત અતુલ બળ આપનું મારા લાલ. ॥ નાયક તું મુજ સાથ ચલે શું પાપનું મારા૦ ॥ ૩ ॥ સેવક જાણી આપ ચરણ પ્રતિ સ્થાપજો મારા લાલ ॥ શિવ રમણીના શ્યામ જ્ઞાન મુજ આપજો મારા લાલ. ॥ સાયરથી જળ બુંદ ન દેતા ખુટશે મારા લાલ. ॥ યાચક જનની આશ ફળે દુઃખ તૂટશે. મારા૦ ॥ ૪ ॥ વિષ્ણુરાજ કુળચંદ વિનંતિ માહરી. મારા લાલ. ॥ સીંહપુરી શિણગાર ઓથ છે તાહરી મારા લાલ. ॥ ભવરણ ભમતા શરણુ તુમારૂ જો મળે મારા લાલ. ॥ થાય 'રસિક' ભવ અંત જન્મ સ્થિતિ લય ટળે મારા૦ ॥ ૫ ॥ શ્રી શ્રેયાંસ૦ ॥

---

## શ્રી વાસુપુજ્ય જિન સ્તવન.

[ હાંરે મારે ઠામ ધરમના સાડા પચવીસ દેશજો—એ દેશી. ]

હાંરે પ્રભુ વાસુપુજ્ય શ્રી જિનવર જગદાધારજો, અશરણ શરણુ મરણુ જંજાળ નિવારજોરે લો; હાંરે પ્રભુ ત્રિવિધ

તાપ એ ત્રાસ દીયે હદ બહારજો, સમરથ સાહેબ આપ મને ઉગારજોરે લો. ॥ ૧ ॥ હાંરે પ્રભુ તુંજવિણ બીજે કહેવી ન ઘટે વાતજો, રત્ન તજી કોણ કાચ તણો આશ્રય ચહેરે લો; હાંરે પ્રભુ કલ્પદ્રુમ તું ઇચ્છિત સુખનું ધામજો, તે છોડી કુણ અવર વૃક્ષ છાંયે રહેરે લો. ॥ ૨ ॥ હાંરે પ્રભુ અવર દેવ તુંજ સાથે કેમ ઘટાયજો, ગજવર સાથે રાસભ તે કેમ બાંધીએરે લો; હાંરે પ્રભુ કામ અરિ સંહારક કેસરી આપજો, પરનારી વશ અન્યદેવ નહિ સાધીએરે લો. ॥ ૩ ॥ હાંરે પ્રભુ નિર્મળ આશ્રય આપતણો જિનરાજજો, દેવ દયાળુ રહેમ ધરીને દીજીએરે લો; હાંરે પ્રભુ અખૂટ આપનો રિદ્ધિ કોષ દાતારજો,અલ્પ આપીને સાબાશી બહુ લીજીએરે લો. ॥૪॥ હાંરે પ્રભુ અનુપમ સુંદર ચંપા નયરી ઠામજો, માત જયા વસુ-પુજ્ય રાય કુળ દીપચ્યુંરે લો; હાંરે પ્રભુ ધર્મ ધોરી જગજીવન દુઃખ હર દેવજો, ‘રસિક’ દીયો શિવ કમળા ઝાઝું શું કહુંરે લો. ॥ ૫ ॥

---

## શ્રી વિમળનાથજિન સ્તવન.

[ મહેલા ઉપર મેહ ઝબૂકે વીજળી હો લાલ ઝબૂકે વીજળી—એ દેશી. ]

પુરૂષોત્તમ ભગવાન વિમળ જીન સાંભળો હો લાલ વિમળ૦॥
એક ઘડી અરિહંત એકાંતે જો મળો હો લાલ એકાંતે૦॥

કંપીલપુર શિણગાર જગત પ્રભુ આપને હો લાલ જગત૦॥ કરજોડી કહું વાત બાળક જેમ બાપને હો લાલ બાળક૦ ॥૧॥ પૂરવ પૂન્ય પસાયે મળી તુંજ ગોઠડી હો લાલ મળી૦॥ તો પણ શેષ કુકર્મથી આપદ જે પડી હો લાલ કે આપદ૦॥ મુઝાયો મતિમંદ હું ધન રમણિ વિષે હો લાલ હું ધન૦॥ ગજ શ્રવણેંદ્રિ સમાન ચપળ દુ:ખકર દીસે હો લાલ ચપળ૦॥ ॥ ૨ ॥ દીઠી નહિ કોઈ ઠામ રહી સ્થિર તે ઠરી હો લાલ રહી સ્થિર૦ ॥ સુરનર ચક્રિ નરેંદ્ર મુકીને ગયા મરી હો લાલ મૂકીને૦॥ જાણ્યું જગનાથ તથાપિ નવ છૂટે હો લાલ તથાપિ૦॥ ખાય હલાહલ વિષ ઉગરવા શીર કૂટે હો લાલ ઉગરવા૦ ॥૩॥ એમ સ્થિતિ મુજ હોય સાયર હરિ બીચમાં હો લાલ સાયર૦॥ સહાય કરો જગદીશ પડયો દુ:ખ કીચમાં હો લાલ પડયો૦ ॥ અજરામર શીરતાજ વિનંતિ ઉર ધરો હો લાલ વિનંતિ૦॥ આપ વિના આધાર નથી મુજ ભય હરો હો લાલ નથી૦॥ ॥ ૪ ॥ શ્યામાજનની સુત કહું શું ફરી ફરી હો લાલ કહું શું૦ ॥ કૃતવર્મા નૃપ નંદ તમે ભવજળ તરી હો લાલ તુમે૦॥ બાંય અહી પ્રભુદેવ દયાનિધિ તારજ્યો હો લાલ દયાનિધિ૦॥ ‘ રસિક ’ શિરોમણિ નાથ વિપત્તિ નિવારજ્યો હો લાલ વિપત્તિ૦ ॥ ૫ ॥ પુરૂષોતમ ભગવાન૦ ॥

---

## શ્રી અનંતનાથજિન સ્તવન.

[ સાંભળજો મુનિ સંયમ રાગે—એ દેશી. ]

અનંત અનંત ગુણ અનંત જિનેશ્વર, મહિમા જસ વિસ્તારરે; કોડ જીભે કહેતાં ચીરકાળે, સુર પણ ન લહે પારરે. ॥ અનંત૦ ॥ ૧ ॥ પ્રબળ પ્રતાપી લબ્ધિવંતથી, સીઝે નહિ જે કામરે; તે કરવા મુજ સરીખો બાળક, શું મેળવશે હામરે. ॥ અનંત૦ ॥ ૨ ॥ નીર ભર્યો નાનકડો વહેળો, તરવો જ્યાં મુશ્કેલરે; અખૂટ વારિ ભરીયા સાયરથી, પાર જવું શું સહેલરે. ॥ અનંત૦ ॥ ૩ ॥ સકળ સિદ્ધિ દાયક જિન નાયક, સ્મરણ કરે જય થાયરે; તુજ ગુણ ગણતા સર્વ ઉપદ્રવ, આવ્યા દૂર પલાયરે. ॥અનંત૦॥ ૪ ॥ પારગ તુજ ગુણ મુક્તાફળની, શ્રેણિ હૃદય પર રાખુંરે; 'રસિક' શ્રેણિ એ અવિચળ રહેતા, વંચ્છિત શિવસુખ ચાખુંરે. ॥ અનંત૦ ॥ ૫ ॥

## શ્રી ધર્મનાથજિન સ્તવન.

[ અરણિક મુનિવર ચાલ્યા ગૌચરી—એ દેશી. ]

ધર્મ જિનેશ્વર સાહેબ વિનંતિ, અવધારો અરિહંતજી; તુમ નામે સવી સુખ સંપત્તિ મળે, આતમ રિદ્ધિ અનંતજી. ॥ ધર્મ જિનેશ્વર૦ ॥ ૧ ॥ રંકપણું તજી રંક ધની બને,

પથ્થર સુરમણિ હોયજી; લોહ સુવર્ણ સ્વરૂપે થઈ રહે, દુઃખી રહે નહિ કોયજી. ॥ ધર્મ જિનેશ્વર૦ ॥ ૨ ॥ પણ અચરિજ એક મુજ મનમાં રહ્યું, સંભારૂ દિન રાતજી; જન્મ જરા મરણાદિક ત્રાસથી, વિરમ્યો નહિ જગભ્રાતજી. ॥ ધર્મ જિનેશ્વર૦ ॥ ૩ ॥ લાખ ચોરાશી જીવયોની વિષે, પળ પળ પલટી દેહજી; થરથર કંપે મન મ્હારૂં અતિ, જો સંભારૂ એહજી. ॥ ધર્મ જિનેશ્વર૦ ॥ ૪ ॥ દીનદયાળુ જિણંદા દ્યો હવે, સમકિત તત્વ નિધાનજી; જેહ તણા આલંબનથી મળે, 'રસિક' સુખ નીર્વાણજી. ॥ ધર્મ જિનેશ્વર૦ ॥ ૫ ॥

## શ્રી શાન્તિનાથજિન સ્તવન.

[ આવોરે આવો પાર્શ્વજી મુજ મળીઆરે—એ દેશી. ]

સલુણા સાંભળો મુજ અરજીરે, દીલચહાય તે કર જિનવરજી. ॥ સલુણા૦ ॥ પ્રભુ દેવ દયા ગુણ ખાણીરે, કર્ણુ તર પર કરૂણા આણીરે, ગ્રહો હાથ હું સેવક જાણી ॥ સલુણા૦ ॥ ૧ ॥ હું રખડયો ચોગતિ દરિયેરે, ભવ ભમતા બહુ દુઃખ ધરિયેરે, હવે તુજ પસાયથી તરીએ. ॥ સલુણા૦ ॥ ૨ ॥ તુમે ચોત્રીસ અતિશયવંતરે, ઉપગારી ઉદ્ધરીયા અનંતરે, આપો મને ભવભય અંત. ॥ સલુણા૦ ॥ ૩ ॥ હું એજ આશાએ આવ્યોરે, દેદાર ભલો તુજ ભાવ્યોરે, મને શિવ પુર પંથ બતાવો. ॥ સલુણા૦ ॥ ૪ ॥ નૃપ વિશ્વ-

સેનના નંદરે, અચીરા સુત શાન્તિજિણંદરે, ભવિ કુમુદ વિકાસક ચંદ. ॥ સલુણા૦ ॥ ૫ ॥ પ્રભુ હસ્તીનાગપુર વાસીરે, મૃગ લંછન ગુણુને રાશીરે, સ્તવે 'રસિક' અચળ સુખ આશી. ॥ સલુણા૦ ॥ ૬ ॥

## શ્રી કુંથુનાથજિન સ્તવન.

[ શ્રી જુગ મંધરને કહેજો—એ દેશી. ]

શાસન પતિ અરિહાસ્વામી, કુંથુનાથ અંતરજામી, અરજ કરૂં પ્રભુ શીર નામીરે ॥ સાહેબ મુજરો સાંભળજો ॥ આધાર એકાંતે મળજો ॥ સાહેબ૦ ॥ ૧ ॥ અંતરમાં જે વાત ભરી, કહેશું તુમને ભાવ ધરી, પીડ ક્રોધ કષાય અરિ ॥ સાહેબ૦ ॥ ૨ ॥ ચાર લૂંટારાએ લૂંટયો, પુન્ય ખજાનો સબ ખૂટયો, શિવ રમણિનો સ્નેહ તૂટયો ॥ સાહેબ૦ ॥૩॥ અચળ અમર શિવ સેજ વિષે, જાવા મુજ હેડું હીંસે, અવર સ્થળે નહિં સુખ દીસે, ॥ સાહેબ૦ ॥ ૪ ॥ ધર્મ ધુરંધર ઉપગારી, કર કરૂણા તુજ બલીહારી, હાથ ગ્રહો સેવક ધારી ॥ સાહેબ૦ ॥ ૫ ॥ શ્રી માતા સુર તાત તણા, કુળ દિપક નહિ કાંઈ મણા, 'રસિક' નિવારો દુઃખ ઘણા ॥ સાહેબ૦ ॥ ૬ ॥

## શ્રી અરનાથજિન સ્તવન.

[ સનેહી સંત એ ગિરિ સેવો—એ દેશી. ]

પ્રભુ શ્રી અરજિન જગદીશ, તુજ ચરણે નમાવી સીશ, કરૂ સ્મરણ સ્તુતિ અહનીંશ, આપો મને શુભ આશીષ ॥ નિરંજન નાથ જગ ઉપગારી ॥ તારી સૂરતની બલીહારી ॥ નિરંજન૦ ॥ ૧ ॥ પ્રભુ પામ્યા કેવળજ્ઞાન, જે આતમ રિદ્ધિ નિધાન, સુર સમોવસરણ મંડાણ, કરતા થઇને એકતાન ॥ નિરંજન૦ ॥ ૨ ॥ મણિરજત કનકનું સોહે, બેસી પ્રભુ જન પડી બોહે, તુમ વાણિએ ભવિજન મોહે, શુભ ધ્યાનમાં ચિત્તને રોહે ॥ નિરંજન૦ ॥ ૩ ॥ એમ અચળ અમરપદ પામે, એ યશ પ્રભુ આપના નામે, તુજ અતિશયથી સુખ જામે, આશ્રિત સહુ દુઃખથી વિરામે ॥નિરંજન૦ ॥ ૪ ॥ દીન વત્સળ તું પ્રભુ પ્યારો, હું શરણાંગતને તારો, દુર્ગતિ પડતાં ઉદ્ધારો, મનમોહન લાજ વધારો ॥નિરંજન૦ ॥ ૫ ॥ સુદર્શન નૃપના નંદ, મુખ શરદ પૂનમનો ચંદ, તુજ કર શિવ તરૂનો કંદ, કહે 'રસિક' ધરી આણંદ ॥ નિરંજન૦ ॥ ૬ ॥

## શ્રી મલ્લિનાથજિન સ્તવન.

(વારી પ્રભુ દશમા શીતળનાથકે સુણો એક વિનતીરે લોલ—એ દેશી.)

જિનજી મલ્લિ જિનેશ્વર દેવ, અરજ સ્વીકારજોરે લોલ ॥

જિનજી યાચું તુજ પદ સેવકે, સેવક તારજોરે લોલ ॥ જિનજી તુજ સરીખો શીર નાથકે, આશા પુરશોરે લોલ, જિનજી તું સમરથ મુજ સાથકે, દોહગ ચુરશોરે લોલ. ॥ જિનજી૦॥૧॥ જિનજી એ મુજ મન અભિલાષ, સફળ તુજ મ્હેરથીરે લોલ ॥ જિનજી દેવ દયાળ બચાવો, ભવભય કેરથીરે લોલ ॥ જિનજી તુજ દર્શન સુખદાયક, અમિરસ જાણીએરે લોલ ॥ જિનજી ગુણ ગણના ભંડાર, દયા દિલ આણીએરે લોલ. ॥જિનજી૦॥૨॥ જિનજી નિર્મળ દર્શન દઇ મુજ, કોડ પૂરો સહીરે લોલ ॥ જિનજી અનુપમ એ લીધા વિણ, હું જાઉં નહિરે લોલ ॥ જિનજી બાળપણે બ્રહ્મચર્ય, ગ્રહણ કીધું મુદારે લોલ ॥જિનજી પરમપવિત્ર ચરિત્ર એ, જયકારી સદારે લોલ. ॥જિનજી૦॥૩॥ જિનજી કુંભ નરેશ્વર નંદ, ફંદ મુજ કાપજોરે લોલ ॥ જિનજી માત પ્રભાવતિના સુત, શિવ સુખ આપજોરે લોલ ॥ જિનજી મનોહર મિથિલા નયરે, આપ બીરાજતારે લોલ ॥ જિનજી કળશ તણું શુભ લંછન, અતિશય છાજતારે લોલ.॥ જિનજી૦ ॥૪॥ જિનજી ભોયણી ગામે આપ, પ્રગટ જ્યારે થયારે લોલ ॥ જિનજી તે અવસર તિહાં બહુ, લોકો ભેળા થયારે લોલ ॥ જિનજી એ વર્ણન સુર નાયક, તે નવ કરી શકેરે લોલ ॥ જિનજી અદ્ભૂત એ તુજ મહિમા, 'રસિક' હૃદય રખેરે લોલ. ॥ જિનજી૦॥ ૫ ॥

---

## શ્રી મુનિસુવ્રતજિન સ્તવન.

[ કર્મ તણી કથનીરે કોને જઇ કહું—એ દેશી. ]

મુનિસુવ્રત જિન અંતરજામી તું ધણી, સકળ સુરાસુર પ્ર તુજ પદ કંજ લીનજો; તે દેખી મુજ મનમાં ઉત્કંઠા થતી, હું પણ નિશ દિન જઇ રહું પ્રભુ આધિનજો ॥મુનિ૦ ॥ ૧॥ જેમ જળ વૃષ્ટિ દેખી ચાતક નાચતું, રવિ ઉદયે જેમ કમળ વિકસ્વર થાયજો; સુરપતિ દેખત સચિ હૈડે રાચે ઘણું, તેમ તુજ ભકતે મુજને હર્ષ ન માયજો ॥મુનિસુવ્રત૦॥૨॥ કર્મ વશે હું મુઝાયો એક ફંદમાં, મોહ અરિ દળ પ્રબળ દીયે બહુ ત્રાસજો; તુજ ગુણ ધ્યાનની શ્રેણિ પર હું જ્યાં ચઢું, અણુતેડયો તે આવી કરે વિનાશજો ॥ મુનિસુવ્રત૦ ॥ ૩ ॥ એ ભયથી હું ઉગરવા ભટકયો ઘણું, સ્થળ સ્થળ દીઠા દેવ અનેક ઉદારજો; પણ પોતાનું રક્ષણ જે નવ કરી શકે, તો બીજાનો કેમ કરે ઉદ્ધારજો ॥ મુનિસુવ્રત૦ ॥ ૪ ॥ અતુલ પ્રતાપી અજરામર અરિહંતજી, દીન દાસની અરજી દિલમાં આણજો; 'રસિક' રહ્યા કરજોડી આપ હજુરમાં, ભવોદધિ તારક સમકિત દ્યો ગુણ ખાણજો ॥ મુનિસુવ્રત૦ ॥ ૫ ॥

---

## શ્રી નમીનાથજિન સ્તવન.

---

[ જગપતિ નાયક નેમીજિણંદ દ્વારકા નગરી સમોસર્યા—એ દેશી. ]

જિનપતિ શ્રીનમી જિન જગભાણ, સુરપતિના પતિ

સાંભળો ।। જિનપતિ મિથ્યાતમ હરનાર, કોઇક પુન્યે તું મળ્યો ।। જિનપતિ તું ચિંતામણિ તુલ્ય, કામકુંભ સુરતરૂ સમો ।। જિનપતિ કામધેનુ પયપુર, તે સમ મુજ મનમાં રમો. જિનપતિ૦ ।।૧।। જિનપતિ અખૂટ રિદ્ધિ તુજ પાસ, દાસ પ્રતિ કરૂણાકરી જિનપતિ આપો જો તીલમાત્ર, તો થાઉં તુજ બરાબરી।। જિનપતિ કરૂણા સાયર આપ, દેતાં અલ્પ ન ખૂટશે ।। જિનપતિ હોઇશ હું ધનવંત, દારિદ્ર મ્હારૂં તુટશે. ।। જિનપતિ૦ ।।૨।। જિનપતિ તે તુમને ધન્યવાદ, સેવક આપ જીસ્યો બને ।। જિનપતિ ચઢતાં સૂર પ્રતિબીંબ, જળ જેમ આપ કરો મને ।।જિનપતિ જ્ઞાયક છો સહુ ભાવ, તો ઝાઝુ હવે શું કહું ।। જિનપતિ નેહનજર તુજ થાય, તો અવિચળ પદવી લહું. જિનપતિ૦ ।।૩।। જિનપતિ માત પીતા સુત ભ્રાત, ભવોભવ મેં કીધાં ઘણા ।। જિનપતિ કોઇ ન કીધી સાર, હવે શરણે છું તુમ તણા ।। જિનપતિ જીવ જીવન આધાર, તાત વડો તું માહરે ।।જિનપતિ આ અરજી દિલધાર, તો મુજ ભવભય નિસ્તરો।। જિનપતિ૦।।૪।। જિનપતિ વિજયરાય કુળચંદ, ભવિજન મન જલધિ ભણી ।। જિનપતિ વપ્રા સુત સુખકંદ, મિથીલા નગરીના ધણી ।। જિનપતિ ઉદયથી આપી લહેર, શિવપૂર પંથ શરૂ કર્યો ।। જિનપતિ મુજ પર કરજ્યો મહેર, 'રસિક' એ આશાથી ભર્યો. ।। જિનપતિ૦ ।। ૫ ।।

## શ્રી નેમનાથજિન સ્તવન.

[ સિદ્ધાચળ શિખરે દીવોરે—એ દેશી ]

શામળીઆ રથડો વાળોરે, સમુદ્ર વિજયના સુત ભલા ॥ કહે રાજેમતિ કર ઝાલોરે, સમુદ્રવિજયના સુત ભલા ॥ હું અષ્ટ ભવાંતર નારીરે, સમુદ્ર વિજય સુત ભલા ॥ શું છોડી ગયા ગિરનારીરે, સમુદ્ર વિજય સુત ભલા ॥શા૦॥૧॥ પશુઓ પર કરૂણા આણીરે, સમુદ્રવિજયના સુત ભલા ॥ જિનરાજ દયા ગુણ ખાણીરે, સમુદ્રવિજય સુત ભલા ॥ કાંઈ દાઝ નહિ દિલ આવીરે, સમુદ્રવિજયના સુત ભલા ॥ દિન દારાને તરસાવીરે, સમુદ્ર વિજયના સુત ભલા ॥શા૦॥૨॥ નવમે ભવ નેહ જણાવીરે, સમુદ્રવિજયના સુત ભલા ॥ રાજુલને સુખી બનાવીરે, સમુદ્રવિજયના સુત ભલા ॥ પ્રભુ મ્હારૂ ત્હારૂ નવ ધારોરે, સમુદ્રવિજયના સુત ભલા ॥ તો મુજને કયમ ના તારોરે,સમુદ્રવિજયના સુત ભલારે ॥શા૦॥૩॥ હું તુજ આશાએ બેઠારે,સમુદ્રવિજયના સુત ભલા ॥ તજી આપ ગયા મને હેઠારે, સમુદ્રવિજયના સુતભલા ॥ તોપણ તુંજ સ્મરણ ન ત્યાગુરે,સમુદ્ર વિજયના સુત ભલા ॥ ભવોભવ તુંજ દર્શન માગુરે, સમુદ્ર વિજયના સુત ભલા. ॥શા૦॥૪॥ યદુકુળના ભૂષણ પ્યારારે, સમુદ્રવિજયના સુત ભલા ॥ સહુ જીવને સમ ગણનારારે, સમુદ્રવિજયના સુત ભલા ॥ બ્રહ્મચારી પરમ ઉપગારીરે, સમુદ્રવિજયના સુત ભલા ॥ હવે દાસ 'રસિક'ને તારીરે, સમુદ્રવિજયના સુત ભલા ॥ શામળીઆ૦ ॥ ૫ ॥

## શ્રી પાર્શ્વનાથજિન સ્તવન.

[ કેતકી જાયના ફુલ મંગાવી—એ દેશી. ]

સુરનર સેવિત જગ જયકારી, સમદ્રષ્ટિ જિનરાજજી; રાય રંક સહુ સરીખા જાણ્યો, તો સારો મુજ કાજજી ॥સુરનર૦ ॥ ૧ ॥ ધરણ સુરેશ્વર તુજ ગુણ લીનો, ભક્તિ કરે ધરી ભાવજી; કમઠાસુર ઉપસર્ગ દઇને, પુર્ણ કરે નીજ દાવજી ॥ સુરનર૦ ॥ ૨ ॥ તુલ્ય વૃત્તિ તે બેઉપર ત્હારી, સહુ જીવ પર તીમ રાખોજી; તો પણ હું શરણાંગત ઉપર, નેહ નજર વધુ નાંખોજી૦ ॥ સુરનર૦ ॥ ૩ ॥ વળી ઉપકાર કરી યાદવની, જરા તે દુર નિવારીજી; અશ્વસેન વામા સુત મ્હારી, વિનતી હયો સ્વીકારીજી ॥ સુરનર૦ ॥ ૪ ॥ પાર્શ્વનાથ પ્રભુ અંતરજામી, પરમાતમ પરમેશજી; 'રસિક' સ્તવન કરી તુમ પ્રતિ યાચે, કાપો ભવભય ક્લેશજી ॥ સુરનર૦ ॥ ૫ ॥

---

## શ્રી મહાવીરજિન સ્તવન.

[ અજીત જિણંદશું પ્રીતડી—એ દેશી. ]

વર્ધમાન જિનરાજજી, નમુ પ્રીતે હો જગજીવન દેવ; અજરામર અરિહંતજી, ચાહે સુરનર હો તુજ ચરણની સેવ. ॥ વર્ધમાન૦ ॥ ૧ ॥ કરજોડી વિનતી કરૂં, મુજ ઘેયો હો

ક્રુર ચાર કષાય; આપ વિના કોણ ઉદ્ધરે, સેવકને હો નથી કોઇની સ્હાય. ॥ વર્ધમાન૦ ॥ ૨ ॥ તરણ તારણ ત્રિભૂવન પતિ, દીનબંધુ હો કરૂણા રસ ધામ; બિરૂદ ધરાવો એહવું, તો તારો હો શિવ સુંદરી શ્યામ. ॥ વર્ધમાન૦ ॥ ૩ ॥ દોષ અઢાર રહિત પ્રભુ, એક તુજવિણ હો નથી અવરની આશ; ચરણ કમળની ચાકરી, નીત કરવા હો અતિશય ઉલ્લાસ. ॥ વર્ધમાન૦ ॥ ૪ ॥ આણંદ કામ શ્રાવક વળી, ગણનાયક હો ગૌતમ ગુણવાન; આપ પસાયે 'રસિક' લહ્યું, બોધિ બીજ હો અનુપમ ગુણખાણ. ॥ વર્ધમાન૦ ॥ ૫ ॥

ઇતિ શ્રીચોવીશી સંપૂર્ણ.

## શ્રી સિદ્ધાચળજીનું સ્તવન.

[ સારૂ સારૂંરે સુરત શહેર મુંબઇ અલબેલી—એ દેશી.]

મન મોહન સુંદર શ્યામ સિદ્ધાચળ જઇએ; જ્યાં સફળે કાજ તમામ ઇચ્છિત સુખ લઇએ ॥ તીન ભૂવનમાં અનુપમ સોહે, સર્વ તીરથ શીરતાજરે; એ ગિરિવરને ભેટી બહુ જન, પામ્યા શિવપુર રાજ સિદ્ધાચળ૦ ॥મન૦॥૧॥ નંદન વન સમ શીતળ છાયા, ભવિજનને હિતકારરે; સુરનર સઘળા ભાવ ધરીને,સેવે નિત્ય સુખકાર સિદ્ધાચળ૦॥મન૦॥૨॥ આદિકરણ શ્રી આદિ જિનેશ્વર, મરૂદેવીના નંદરે; પૂર્વ નવાણું

એ ગિરિપર આવ્યા, ધરતા પરમાનંદ સિદ્ધાચળ૦॥મન૦॥૩॥ એમ ઘણા તીર્થંકર મુનિવર, નરપતિ ચક્રિ અપારરે; શાશ્વત ગિરિવર ભાવે ભજતાં, પહોંચ્યા ભવોદધિ પાર સિદ્ધાચળ૦ ॥મન૦॥ ૪ ॥ રઘુકુળ ભૂષણ રામચંદ્રજી, પાંડવ પાંચ પ્રસિદ્ધરે; દેવકીનંદન આદે અનંતા, અજરામર સુખ લીધ સિદ્ધાચળ૦ ॥ મન૦ ॥ ૫ ॥ અદ્ભુત મહિમા એ તીરથનો, કહેતા નાવે પારરે; 'રસિક' સ્મરણ ગિરિવરનું કરતાં, હોવે ભવ નિસ્તાર સિદ્ધાચળ૦ ॥ મન૦ ॥ ૬ ॥

---

## શ્રી ગિરનારજીનું સ્તવન.

---

[ મત જાઓરે પ્રીયા તુંજ વારૂંગી—એ દેશી. ]

મારે ધન્ય દિવસ ધન્ય આજ ઘડી, ગિરનાર ગિરિપર નજર પડી ॥ રાજેમતિ રમણિ તરછોડી, શિવ વધુ સાથે ચિત્ત જડી. ॥ ગિરનાર૦ ॥ ૧ ॥ યાદવકુળ અવતંસ નગીનો, નેમ પ્રભુ અહીં આય ચડી. ॥ ગિરનાર૦ ॥ ૨ ॥ દિક્ષા કેવળ લહી શિવ પહોંચ્યા, કર્મ સુભટકી સાથ લડી. ॥ ગિરનાર૦ ॥૩॥ એમ એ જિનના તીન કલ્યાણક, હોય ઈહાં એહ ભુમી અડી. ॥ ગિરનાર૦ ॥ ૪ ॥ સહસા વનની અદ્ભૂત રચના, નવરંગી મુજ હૃદય અડી. ॥ ગિરનાર૦ ॥૫॥ નંદન વન સરખી સુખદાયક, સુરભી છાયા આય ખડી. ॥ ગિરનાર૦ ॥૬॥

અનુપમ એ ગિરિરાજ નીરખવા, લાગી મુજ મન હોંશ ઝડી. ॥ ગિરનાર૦ ૭ ॥ 'રસિક,' રટણુ એ તીર્થનું કરતાં, મુક્તિ પ્રિયા દે પુષ્પ છડી. ॥ ગિરનાર૦ ૮ ॥

## શ્રી તારંગાજીનું સ્તવન.

[ મલ્લિ જિનેશ્વર અરચિત કેશર—એ દેશી.]

સકળ તીર્થને વાદે જીતી, શીખર ગયું આકાશજી; મનમાં એમ મલકતી દીસે, અનુપ ધ્વજા સુપ્રકાશ ॥ એ ગિરિ જઇએજીરે; સફળે અંતર આશ પાવન થઇએજીરે. ॥ ૧ ॥ તારંગા શુભ નામ છે એહનું, જ્યાં પ્રભુ અજીત બીરાજેજી; અદ્ભૂત જિન પ્રાસાદ નિહાળી, અમર વિમાન તે લાજે ॥ એ ગિરિ૦ ॥ ૨ ॥ ઉર્ધ્વપણામાં ગગન હરાવ્યું, એ સમ અવર ન કોયજી; ભવ્ય છબી જિનરાજની દીસે, સર્વથી મોટી હોય ॥ એ ગિરિ૦ ॥ ૩ ॥ એ સુવિશાળ જિનાલય બાંધ્યુ, રાયકુમાર ભૂપાળેજી; ભાવ ધરીને દર્શન કરતા, ભવિજન પાપ પ્રજાળે ॥ એ ગિરિ૦ ॥ ૪ ॥ એ ગિરિરાજ તણી બલિહારી, કહેતા નાવે પારજી; આજ આપણે સર્વ મળીને, પ્રીતમ હૃદયાધાર ॥ એ ગિરિ૦ ॥ ૫ ॥ જીવ્યા પણ જોયું નહિ જગમાં, કહેવત સર્વ ઉચ્ચારેજી; 'રસિક' તીર્થે શોભા સાંભળતા, હોંશ થઇ મન મ્હારે ॥એ ગિરિ૦॥૬॥

## શ્રી આબુજીનું સ્તવન.

( આવો આવો જસોદાના કંથ અમઘેર આવોરે—એ દેશી )

પ્રીતમજી ચતુર સુજાણ, આબુજી જઇએરે; ગિરિ દર્શન કરી ગુણખાણ, પાવન થઇએરે; દેલવાડે ભુવન દોય, અદ્ભૂત સોહેરે; કરી અનુપમ રચના સોય, જગજન મોહેરે ॥ પ્રીતમજી૦ ॥ ૧ ॥ પ્રભુ આદિ જિણંદ પ્રાસાદ, કોરણી ભારીરે; કરે મંત્રી વીમળશા વાદ, તીર્થ સ્થળ ધારીરે; કરી શાસન સુરીએ સ્હાય, વિજયશ્રી વરીઆરે; વાદી મુખ વીલખા થાય દામથી ભરીઆરે ॥ પ્રીતમજી૦ ॥૨॥ મનોહર એક જિન મંદીર, ચોતે કરાવ્યું રે; સુંદર નકશી સહસ્થીર સુરાલય આવ્યું રે; ધન બેરૂને સુત ઘર જાય, અચળ નહિ એકેરે; કરે અમર નામ નિજ આમ, ધર્મના ટેકેરે ॥ પ્રીતમજી૦॥ ૩ ॥ રૂડો નેમી પ્રભુનો વિહાર, કરાવ્યો જેણેરે; થયો અમર કીર્તિ વિસ્તાર, ધન્ય બહુ તેનેરે; નામે વસ્તુપાળ તેજપાળ, બાંધવ બેઉરે; એવા ધર્મ સુધીરના નિત્ય, ભામણા લેઉરે ॥ પ્રીતમજી૦ ॥૪॥ કરે અપૂર્વ ગોખલા દોય, ભ્રાતની નારીરે; એની શોભા સુખકર હોય, બાંધણી સારીરે; અવચળ ગિરિવર આબાદ, ઉપર છાજેરે; એક રમણિય જિન પ્રાસાદ, નાથ બીરાજેરે ॥પ્રીતમજી૦ ॥૫॥ તસ ટોચ જિનાલય એક, ચોમુખ દીસેરે; જે જોતાં આનંદ છેક, મનડું હીંસેરે; મને હૈયે ઘણી ઘણી હોંશ, એ ગિરિ જોવારે; તીંહા ભેટુ ‘ રસિક ’ જિણંદ, પાતીક ધોવારે ॥પ્રીતમજી૦॥૬॥

## શ્રી સમેતશિખરજીનું સ્તવન.

---

( તપશું રંગ લાગ્યો—એ દેશી. )

સમેતશિખર ગિરિ વંદીએરે, મનોહર તીરથ જેહ. ॥ સુંદર શામળીઆ. ॥ તીર્થંકર વીસ શિવ વર્યારે, વર્ત-માન ગુણ ગેહ. ॥ સુંદર શામળીઆ. ॥ ૧ ॥ વીસ ટુંકો રળિઆમણીરે, જ્યાં જિનવરના પાય. ॥ સુંદર શામળીઆ. ॥ ઉલ્લસિત હૃદયે વાંદતારે, કર્મ નિર્જરા થાય. ॥ સુંદર શામળીઆ. ॥ ૨ ॥ અનુપમ એક સોહામણોરે, શ્રીજિનનો પ્રાસાદ. ॥ સુંદર શામળીઆ. ॥ શિખર ધ્વજા ગગને ઉડેરે, કરતી વાદ વિવાદ ॥ સુંદર શામળીઆ. ॥ ૩ ॥ પાર્શ્વનાથ ભગવંતનીરે, વર્તાવે જય આણ. ॥ સુંદર શામળીઆ. ॥ મધુર મધુવન દીપતુંરે, નંદન વન ઉપમાન. ॥ સુંદર શામ-ળીઆ. ॥ ૪ ॥ નિરૂપમ છાયા એહનીરે, નીરખે આણંદ થાય. ॥ સુંદર શામળીઆ. ॥ એમ સુણી મન માહરૂંરે, તીહાં જાવા લલચાય. ॥ સુંદર શામળીઆ. ॥ ૫ ॥ સંઘ લઇને સાથમાંરે, આપણ જઈએ ત્યાંય. ॥ સુંદર શામળીઆ. ॥ 'રસિક' શિખર ગિરિ ફરસતારે, મનના કોડ પૂરાય. ॥ સુંદર શામળીઆ. ॥ ૬ ॥

---

## શ્રી અષ્ટાપદજીનું સ્તવન.

( મને સંસાર શેરી વીસરીરે લોલ—એ દેશી )

વહાલા આજે ઉમંગ મનમાં થયોજો, પ્રભુ દર્શને મન લલચાયજો; વહાલા તીરથ ભેટયા મેં ઘણાંજો, ગિરિ અષ્ટાપદે દિલ જાયજો ॥ વહાલા આજે૦ ॥ ૧ ॥ વહાલા પ્રથમ જિણંદ મુગતિ વર્યાજો, લહ્યું રાવણે જિનપદ સારજો; વહાલા ગૌતમ સ્વામીએ ભુજાવ્યાજો, દઈ લબ્ધે તાપસને આહારજો ॥ વહાલા આજે૦ ॥ ૨ ॥ વહાલા ચક્રિ ભરત ભૂપે કર્યોજો, મન મોહક જિન પ્રાસાદજો; વહાલા ચોવીસ જિન બિંબ સ્થાપીઆજો, જે જોતાં થાયે આલ્હાદજો ॥ વહાલા આજે૦ ॥ ૩ ॥ વહાલા એ ગિરિનો મહિમા ઘણોજો, મેં શ્રવણ કર્યું બહુ વારજો; વહાલા તનમાં તલાલિનતા ઘણીજો, પણ કેમે ચડે નહિ પારજો ॥ વહાલા આજે૦ ॥ ૪ ॥ વહાલા શ્રી વિતરાગની મહેરથીજો, કરે શાસન સુરનર સહાયજો; વહાલા તો એ ‘ રસિક ’ ગિરિ ભેટીએજો, જેથી શિવપૂર સન્મુખ થાયજો ॥ વહાલા આજે૦ ॥ ૫ ॥

## શ્રી વીસ વિહરમાન જિનનું સ્તવન.

[ આદીતે અરિહંત અમ ઘેર આવોરે—એ દેશી. ]

વિહરમાન ભગવાન શિવસુખ રસીઆરે; પ્રભુ આપ વસ્યા બહુ દૂર મુજ મન વસીઆરે; જેમ સાયરને ચંદ પ્રિત ધરાવેરે, દૂર વસતા સજ્જન સ્નેહ ઝટ સ્મરી આવેરે. ॥૧॥ શ્રી સિમંધર દેવ વિનતી કરીએરે, પ્રભુ નિર્મળ આપનું ધ્યાન અહની શ ધરીએરે, યુગમંધર જિનરાજ બાહુ સુબાહુરે, જગજીવન દેવ સુજાત તુમને ધ્યાઉરે. ॥ ૨ ॥ સ્વયંપ્રભુ સુખકાર આણુ તમારીરે, પ્રભુ વૃષભાનન દુઃખ ટાળ તુંજ બલિહારીરે; અનંતવિર્ય પ્રભુ સૂર તુજ પદસેવારે, કરી કરૂણા દેવ વિશાલ દ્યો શિવ મેવારે. ॥ ૩ ॥ વજ્રંધર મહાભાગ બહુ ગુણુ ભરીઆરે, પ્રભુ ચંદ્રાનન મુજ તાર દયાના દરિઆરે; ચંદ્રબાહુ અરિહંત ભાવે ભજીએરે, પ્રભુ ભુજંગનાથનો સાથ કદીય ન તજીએરે. ॥ ૪ ॥ ઈશ્વર નેમીજિન અંતર્યામીરે, પ્રભુ વીરસેન મહાભદ્ર કહું શીરનામીરે; દેવજસા દ્યો મુજ દર્શન પ્યારૂંરે, પ્રભુ અજીતવીર્ય આધાર ભવજળ તારૂંરે. ॥ ૫ ॥ અઢીય દ્વીપમાં પાંચ માહાવિદેહેરે, પ્રભુ કરતા બહુ ઉપગાર વીચરી સ્નેહેરે; કર્મ વસે હું દૂર ભરતમાં વસીઓરે, પ્રભુ કામ ક્રોધ મહા ક્રૂર સર્પે ડસીઓરે. ॥ ૬ ॥ મુજ સરીખા બહુ દાસ તુમને યાચેરે, પ્રભુ તુજ વિણુ મહારૂં મન બીજે ન રાચેરે;

અવિચળ સુખ દાતાર મુજને આપોરે, પ્રભુ 'રસિક' અખંડ આવાસ ભવ ભય કાપોરે. ॥ વિહરમાન૦ ॥ ૭ ॥

---

## શ્રી તારંગાજીનું સ્તવન.

---

[ વીર કુમરની વાતડી કેને કહીએ—એ દેશી. ]

શાસન નાયક તું પ્રભુ અમે ભજીએ ॥ હાંરે અમે ભજીએરે અમે ભજીએ, હાંરે પ્રભુ આપ કૃપાએ સજીએ, હાંરે શિવપુર શણગારા શાસન૦ ॥ ૧ ॥ તારંગા શુભ તીર્થના તમે સ્વામી, હાંરે પ્રભુ અજીત અજીત ગુણ ધામી, હાંરે જગજીવન અંતર જામી, હાંરે કરો અરજ સ્વીકાર ॥ શાસન૦ ॥ ૨ ॥ દોષ અઢારે ક્ષય કરી જિનરાયા, હાંરે પરમાતમ પદવી પાયા, હાંરે શિવ શંકર બ્રહ્મ કહાયા, હાંરે જગ પાલક નાથ ॥ શાસન૦ ॥ ૩ ॥ એમ ઘણા ગુણ આપના અરિહંતા, હાંરે કહેતા નહિ પાર લહંતા, હાંરે ચૌદરાજ શીરે ભગવંતા, હાંરે રહો આનંદપૂર ॥ શાસન૦ ॥ ૪ ॥ ભવ રણ ભમતા આપને પ્રભુ મળીઆ, હાંરે એહીજ મન વાંછીત ફળીઆ, હાંરે હવે થાશું અમે બહુ બળીઆ, હાંરે રહેવા તુમ પાસ ॥ શાસન૦ ॥ ૫ ॥ આવ્યા હજુરે નાથજી અમે દેખો, હાંરે નિજ સેવકને ન ઉવેખો, હાંરે પ્રભુ દેવ દયાધરી પેખો, હાંરે કરૂણા ભંડાર ॥ શાસન૦ ॥ ૬ ॥ સંઘપતિ ગુરૂ સાથ એમ વદંતા,

હાંરે વીતરાગની સ્તવના કરતા, હાંરે ગિરિ પરથી "રસિક" ઉતરતા, હાંરે આવ્યા નિજ ધામ ॥ શાસન૦ ॥ ૭ ॥

## શ્રી કેશરીઆજીનો ગરબો.

[ વ્રત સાતમે વીરતિ આદરૂરે લોલ—એ દેશી. ]

બેની બેને કેશરીઓ શામળોરે લોલ, એની શોભા અજબ મનોહારજો; નિત્યે નવ નવા રંગમાં રાજતારે લોલ, ભેટે ભક્તિથી વરણ અઢારજો. ॥ ૧ ॥ મન મોહક મૂર્તિ નાથનીરે લોલ, મુખ સોહે શરદ શશી રૂપજો; માથે સુંદર મુગટ જડાવનોરે લોલ, કાને કુંડળ જોડ અનુપજો॥ મનમોહક૦ ॥ ૨ ॥ દોય હાથે બાજુ બંધ દીપતારે લોલ, ગળે રત્નો જડેલો હંસજો; બેઉ પાસે ધાખર ઝળકે ઘણીરે લોલ, ધન્ય ધન્ય ઇક્ષ્વાકુ વંશજો ॥ મનમોહક૦ ॥ ૩ ॥ માતા મરૂદેવીના નંદનીરે લોલ, બલિહારી હું જાઉ વાર વારજો; નૃપ નાભીનદ કુળદીપક ભલારે લોલ, કર્યો કંઈક જનોનો ઉદ્ધારજો ॥ મનમોહક૦ ॥ ૪ ॥ ચરણોદક પામી નાથનુરે લોલ, વરે વાંચ્છિત સુખ ભરપુર જો; કોડ વ્યાધિ મટયો શ્રીપાળનેરે લોલ, એવું અદ્દભૂત છે પ્રભુ નૂરજો ॥મનમોહક૦ ॥ ૫ ॥ પ્રભુ પ્રથમ યતિ પૃથ્વિપતિરે લોલ, વળી પ્રથમ જિણંદ ભગવાનજો; આજ આપણુ સહુ સાથે મળીરે લોલ, એનું

કરીએ સ્તવન એકતાનજો ॥ મનમોહક૦ ॥ ૬ ॥ ભવ ભ્રમણા ટળે મુક્તિ મળેરે લોલ, જેના મનમાં ગમે જે વાતજો; સંસારી અમર સુખ શાસ્વતારે લોલ, તે પામે 'રસિક' સાક્ષાતજો ॥ મનમોહક૦ ॥ ૭ ॥

---

## શ્રી કેશરીઆજીની સ્તુતિ.

---

[ ધર્મન કલ્યાણું તાલ દીપચંદી. ]

મય વારીજાઉં કેશરિઆ મહારાજ; કેશરિઆ મહારાજ, મેં વારિજાઉંળા અલખ નિરંજન અજર અમર વિભુ, ત્રિભુવન જન શીરતાજ ॥ મય વારિ૦ ॥ ૧ ॥ જન મન રંજન ભવ ભય ભંજન, અરિ ગંજન જિનરાજ ॥ મય વારિ૦ ॥ ૨ ॥ પતિત ઉદ્ધારક પુરૂષોત્તમ પ્રભુ, સાહેબ ગરિબનીવાજ ॥ મય વારિ૦ ॥ ૩ ॥ મિથ્યામતિ નિજ અરથી યાચક, પેટ ભરણને કાજ ॥ મય વારિ૦ ॥ ૪ ॥ સમકિત ભ્રષ્ટ કરત મુઢ જનને, જિહાં પ્રભુ અપનું રાજ ॥ મય વારિ૦ ॥ ૫ ॥ એ અઘટિત પ્રભુ આપ નિવારો, છે તુજ હાથે લાજ ॥ મય વારિ૦ ॥ ૬ ॥ કોડ કળા જન કોઈ બતાવે, દૃઢ ચિત્ત હું તુજ દાસ ॥ મય વારિ૦ ॥ ૭ ॥ પ્રાણાંતે પર દેવ ન પુજું, 'રસિક' ચરણ મુનિરાજ ॥ મય વારિ૦ ॥ ૮ ॥

---

## શ્રી આદીશ્વર ભગવાનનો ગરબો.

[ મને સંસાર શેરી વીસરીરે લોલ—એ દેશી. ]

અલબેલી મૂરત આદિનાથનીજો, જેણે જીત્યા છે ક્રોધ કષાયજો; વશ કીધા જગતના લોકનેજો, એવી સુંદર સુરત સોહાયજો; બલિહારી વૃષભ જિનરાજનીજો. ॥ ૧ ॥ દયા દાન ક્ષમાદિ ભૂષણેજો, પ્રભુ દીપે તમારો દેદારજો; મોહ વીલે મોંઢે ગયો વેગળોજો, તુજ આગે એના શા ભારજો ॥ બલિહારી૦ ૨ ॥ પ્રભુ અકળ કળા શક્તિ ઘણીજો, તમે લીધું છે શિવપુર રાજજો; કૃપાનાથ કૃપા કરી મુજ ભણીજો, મુજ દેતાં વધે બહુ લાજજો ॥ બલિહારી૦ ॥ ૩ ॥ સંસાર દાવાનળ ઠારવાજો, જળવૃષ્ટિ સમા જિનરાજજો; ભવજંગલમાં ભટકી ઘણુંજો, તુમ પાસે આવ્યો મહારાજજો ॥ બલિહારી૦ ॥ ૪ ॥ મરૂદેવા તનય તને વિનવુંજો, મારૂ આવા તે ગમન નિવારજો, નૃપ નાભીના નંદ યશ પામીએજો, શિવ દઇએ રસિક દાતારજો ॥ બલિહારી૦ ॥ ૫ ॥

---

## શ્રી સિદ્ધાચળજીનું સ્તવન.

[ પ્રભુ નિર્મળ દરિશન કીજીએ—એ દેશી. ]

ગિરિરાજ પુજીને લાહો લીજીએ; લીજીએ લીજીએ લીજીએ ॥ ગિરિરાજ૦ ॥ સકળ તીર્થ શીરતાજ સુહંકર, રજ ભવિજન

શીર દીજીએ ॥ગિરિરાજ૦॥ ૧ ॥ પંચમ આરે ભરત ક્ષેત્રમાં, શિવ રમણિ ન વરીજીએ ॥ ગિરિરાજ૦ ॥ જગત અનાદિ અનંત ભટકતા, ભવિજન કેમ ઠરીજીએ ॥ ગિરિરાજ૦ ॥ ૨ ॥ દુર્લભ માનવ જન્મ ધરીને, જ્ઞાની વિના નવિ સીઝીએ ॥ ગિરિરાજ૦ ॥ જ્ઞાનિ વિરહ આ ક્ષેત્રમાં આજે, પણ ગિરિ ભાવ ધરીજીએ ॥ ગિરિરાજ૦ ॥ ૩ ॥ તો નર જન્મ કૃતારથ હોવે, વિધિએ ફરસન કીજીએ ॥ ગિરિરાજ૦ ॥ દાવાનળ સમ દુઃષમ કાળે, આતમ મુક્તિ કરીજીએ ॥ ગિરિરાજ૦ ॥ ૪ ॥ આજ મહોદય પુન્યથી પામ્યો, દર્શને દુરિત હરીજીએ ॥ ગિરિરાજ૦ ॥ રસિક સ્તવન ગિરિરાજનું કરતા, મોક્ષ સુધારસ પીજીએ ॥ ગિરિરાજ૦ ॥ ૫ ॥

---

## શ્રી આદીશ્વર ભગવાનનું સ્તવન.

[ અઢારમે ભવ સાત સુપન સુચિત સતિ—એ દેશી. ]

આદિજિનેશ્વર આદિ પ્રવર્ત્તક ધર્મના, આદિ જગત્ ઉપકારી તમે શિવ શર્મના; આદિ યતિ શીર શેખર આદિ નરેશ્વરૂ, આદિ પ્રભુ અરિહંત વિનંતી ઉચરૂ. ॥ ૧ ॥ આ અવસર્પિણી કાળમાં પ્રથમ બતાવીઓ, નિશ્ચય ને વ્યવહાર માર્ગ જગ જય ભયો; યુગલા ધર્મ નિવારક દેવ દયા કરી, સેવક જાણી બાંહ્ય ગ્રહો ભવ જળ તરી. ॥ ૨ ॥ અશરણ શરણ જિણંદ ચંદ તુજ દર્શને, ભવિ સાયર ઉલસાય વિકાસ કુમુદ વને; હું નિભાગ્ય હે નાથ કર્મ ભારે ભર્યો, તુજ સરીખો મળે યોગ

ચાર ગતિમાં ફર્યો. ॥ ૩ ॥ શેષ પુન્ય સુપસાય આ નર-ભવપણું લહ્યો, આર્ય ક્ષેત્ર કુળ ઉત્તમ રોગ રહિત થયો; પામ્યો સર્વ સામગ્રી છતાં મોહે ગ્રહ્યો, દુઃખ દરિયામાં દેવ સહાયક તું રહ્યો. ॥ ૪ ॥ ભવ ભ્રમણનો ત્રાસ હૃદયમાં ધારતા, ભાસે દુઃખ અનંત જગતની અસારતા; જાણું છું જગતાત છતાં મોહે ફસ્યો, વાઘ નદિતટ ન્યાય હું વચમાં જઈ વસ્યો. ॥ ૫ ॥ આલંબન એક આદિ કરણ પ્રભુ તાહરું, અવર નથી આધાર કોઈ જગ માહરૂં; શાસનનો શણગાર સમર્થ તું મુજ ભણી, છોડવ મોહનો પાસ એ અરજ રસિક તણી. ॥ ૬ ॥

## શ્રી શત્રુંજયી નદીના મહિમાનું સ્તવન.

[ ભરતજી કહે સુણો માવડી—એ દેશી. ]

સિદ્ધગિરિ નામ સોહામણું, જપતા ભવિજન વૃંદ; તપતા તપ વળી તે સ્થળે, ખપતા દુરિતનો કંદ ॥ સિદ્ધગિરિ૦ ॥ ૧ ॥ મમતા મોહી જે પ્રાણિઆ, સમતાધર જિંહા થાય; રમતા નિજ ઘર ધ્યાનમાં, દમતા ક્રોધ કષાય ॥ સિદ્ધિગિરિ૦ ॥ ૨ ॥ વમતા મિથ્યાત્વ વિષને, ભમતા ભવથી મુકાય, નમતા સહુજન તેહને, ગમતા મુક્તિને થાય, ॥ સિદ્ધગિરિ૦ ॥ ૩ ॥ જીવ અનંત ઇહા થયા, સિદ્ધ નિરંજન રૂપ; ભાવિ અનંત વળી સિજઝશે, લહેશે આત્મ સ્વરૂપ ॥ સિદ્ધગિરિ૦ ॥૪॥ શત્રુંજયી નદિ ન્હાઇને, પાવન કરી નિજ અંગ; ઉત્તમ ભાવના ભાવતા, રસિકચઢયા ગિરિશ્રૃંગ ॥ સિદ્ધગિરિ૦ ॥ ૫ ॥

---

# *ફુલવાડીની અરજી.

સ્તુતિ. (દોહરો.)

શ્રી સંખેશ્વર જિનપતિ, જગજીવન મહારાજ;
અર્જ અમારી સાંભળી, આપો શિવપુર રાજ.

**લોરની લાવણી. શા માટે શ્રમ કરે સતિ તુજ પતિ ભક્તિ સાચી. એ રાગ.**

જન્મ્યુ તેહ જનાર જગતમાં જીવે ઉપગારી,
જગતમાં જીવે ઉપગારી, કરે છે અર્જ ફુલવાડી. ૧

**સાખી**—પૂરવ કર્મ પસાયથી, થયા વનસ્પતિકાય;
જિનજી તુજ આશ્રય મીલે, ભવની ભાવઠ જાય.
ખીલ્યા પુષ્પ સુકાય સહજમાં, કંઇક અધર્મી રોળે રજમાં,
પુણ્યવંત ભવિ જીવ વિરામે તુજ શરણુ ધારી—કરેછે
અર્જ ફુલવાડી. ૨

---

*કોઈ સ્થાનકવાસીએ શ્રાવક વિશેષાવશ્યક નામના પોતાના પુસ્તકમા કુલવાડીની અરજી એવા મથાળા વાળી " એક લાવણી મુકી છે, જેમાં પ્રતિમા સંબંધી તદ્દન અસત્ય અને દ્વેષપુર્ણ બીના ભરેલી હોવાથી તે વાંચી આપણા કેટલાક મૂર્તિપૂજક ભાઈઓનું દિલ દુખવાવા લાગ્યું, અને તેના પ્રતિકાર રૂપે કવિતામાં જ કાંઇ લખાય તો ઠીક એવું મને જણાવતા દેવગુરૂની કૃપાથી આ અરજી પ્રતિમા દ્વેષીઓના પ્રતિકાર રૂપે મેં યોજી છે.

કવિ રસિક.

**સાખી**—પુત્ર પુત્રીના લગનમાં, કરે અમારી ઘાત;
બીજા પણ બહુ વિષયમાં, થાય જુલ્મની વાત.
પ્રતિમા લુંપક એ ન વિચારે, પ્રભુ પુજનમાં ઘાત પુકારે,
ધર્મ કાર્ય કોઇ કેમ કરે એ બતાવશે બારી–કરેછે૦ ૩
**સાખી**—પ્રભુ પડિમા દ્વેષી બન્યો, લવે અસત્ય અપાર;
ઘાત પાપ જણવે તિહાં, જ્યાં પુજન અધિકાર.
કોઇ ચણાવે સ્થાનક ત્યારે, કેતા સ્થાવરને ત્રસ મારે,
પૃથ્વિ અપ વાયુ વિણુ વાંકે નાંખે સંહારી–કરેછે૦ ૪
**સાખી**—આ બુદ્ધિ નવ સાંભરે, મિથ્યામતિ મુંઝાય;
ધર્મ ક્રિયા હિંસા ગણે, અધર્મીનું શું થાય.
જૈનતણો સિદ્ધાંત જગતમાં, ન્યારો માર્ગ અવર સહુ મતમાં,
સુક્ષ્મ દ્રષ્ટિએ ખરી અહિંસા ઉપદેશે ભારી–કરેછે૦ ૫
**સાખી**—દયા સ્વરૂપ જાણ્યા વિના, જપે દયાનું નામ;
સૂત્ર ઉત્થાપી તે હુવે, નાહકના બદનામ.
દાન શીયળ તપ ભાવ એ ચારે, ધર્મ સધાયે જેહ પ્રકારે,
જિનગૃહમાં એ ધર્મ રહ્યો છે ભવિજન હીતકારી–કરે છે૦ ૬
**સાખી**—જ્ઞાતા ભગવતિ અંગમાં, જીવાભિગમ મઝાર;
રાયપસેણી સૂત્રમાં, જિનપુજન અધિકાર.
બીજા પણ બહુ સૂત્રો સાખી, પણ પાપીએ બીક ન રાખી,
પડિમા દ્વેષે જિન આગમને અવળા ઉચ્ચારી–કરેછે૦ ૭
**સાખી**—આગળ જઇને ઉચરે, એ અજ્ઞાની એમ;
અનંતજ્ઞાની જિનજી તણી, પથ્થર મૂર્ત્તિ કેમ.

તીર્થંકર વિચરે ગુણખાણી, પુદ્ગલ દેહ ધરે જગનાણી,
દેહ રહિત પ્રભુ થાય વરે જે સમયે શિવ નારી-કરેછે૦ ૮
સાખી—અરૂપી ગુણ આતમ તણા, દેહ વિના ન પુજાય;
સમોવસરણમાં જિન તનુ, પુજે સુરનર રાય.
એમ જિન બિંબ વિવિધ પુદ્ગળના, મણિ માણેક વળી મુક્તાફળના,
હેમ રજત પાષણ કાષ્ટને અવર વસ્તુ સારી-કરેછે૦ ૯
સાખી—યોગાસન મુદ્રાકૃતિ, વળી કાઉસગ્ગ ધ્યાન,
સુચી દ્રવ્યોથી તે રચી, મૂર્ત્તિ જિનગુણ ખાણ.
જિન પડિમા જિન સરખી દીપે, સમદૃષ્ટિ ભવિજન મ નછીપે
સાધક સાધ્ય વીલોકી સાધે પંચમ ગતિ પ્યારી-કરેછે૦ ૧૦
સાખી—નારી ચિત્ર નિહાળતા, કામી મન ડોલાય,
તિમ પ્રભુ મૂર્તિ દેખતા, ભવિ જન મન હર્ષાય.
નારી નેહ નરકમાં સ્થાપે, પ્રભુપર પ્રેમ પરમ પદ આપે,
જડ નારીનું ચિત્ર કરે તે મૂર્તિ કરનારી-કરેછે૦ ૧૧
સાખી—પંચમ કાળે પ્રાણીને, આગમ પડિમા હોય,
ભવ સાયરથી તારવા, પ્રવહણ સરીખા જોય
આગમ માને સ્થાનકવાસી, એ પણ છે પુદ્ગળનો રાશી,
કાગળને કાજળની એ સહુ કીધી તૈયારી-કરેછે૦ ૧૨
સાખી—ફોટા છબીઓ સાધુની, તે પર આવે પ્યાર,
શા કારણ પ્રભુ મૂર્ત્તિને, દેખી ઉપજે ખાર.
જ્ઞાન ભણ્યો આગમથી પામે, અભણ મૂર્ત્તિ દેખી આરામે,
જાણ અજાણ બધાને પ્રતિમા સુખની દેનારી-કરે છે૦ ૧૩

સાખી—આગળને પાછળનું માં, ગણી પરસ્પર ભેદ,
નામ જપે પણ મૂર્તિશું, પ્રભુ પર લાવે ખેદ.
રામ નામ પોપટ ઉચ્ચારે, રામ કહિ નવ આવે વહારે,
અંતરભાવ વિના જે કરણી તે નહિ સુખકારી—કરેછે૦ ૧૪
સાખી—અંતરભાવ જગાવવા, પડિમા હેતુ ખાસ,
શાન્ત સુધાનિધિ નિરખતા, પ્રગટે ભાવ ઉલ્લાસ.
કારણ કાર્ય નિમિત્ત સહુજાણે, દ્રવ્ય ક્રિયા એ ભાવને આણે,
નાથ અભાવે મૂર્ત્તિ નાથની ભાવ જગવનારી—કરેછે૦ ૧૫
સાખી—વળી આગળ જઇને વદે, મંદ મતિ એ એમ,
મૂર્ત્તિમાં ગુણ પ્રભુ તણો, દીસે નહિ તે કેમ.
સ્વજન સગાના ચિત્ર વિલોકી, કોઇ પુછે ઉત્તર દે ઠોકી,
એ મુજ માત એ તાત અને આ ભગિનિ છે મહારી—કરેછે૦ ૧૬
સાખી—માત તાત ગુણ તસ્વીરે, જરા નહિ દેખાય,
વગર ક્રિયા એ પૂતળા, માત તાત લેખાય.
આકૃતિ માંહે ગુણ ઉતારી, માતપિતા સમ બિંબ વિચારી,
પ્રથક પ્રથક શ્રો જિનની મૂર્ત્તિ વર્તે જયકારી—કરેછે૦ ૧૭
સાખી—મહારાણીની મૂર્ત્તિને, મેશ લગાવી કોઇ,
બહુ અપમાન કરી ગયો, સરકારે તે જોઇ.
કાઢયો હુકમ પકડવા માટે, દે દશ સહુઆ રૂપૈયા સાટે,
મ્લેચ્છજાતિ પણ મૂર્તિ માટે તન ધન દે વારી—કરે છે૦ ૧૮
સાખી—પામર જીવની મૂર્ત્તિ પર, અજ્ઞ જાતીને માન,
પણ પ્રભુની છબી દેખતા, આ પામે દુર્ધ્યાન.

દુષ્ટ કર્મથી જેહ ફસાયે, તે દુર્ધ્યાન મહી મુંઝાયે,
રસિક જિનાગમ બોલે પ્રતિમા પુજન બલિહારી–કરૈછે૦ ૧૯
ઇતિ શ્રી ફુલવાડીની અરજી સમાપ્ત

---

# 'રસિક' વિરચિત પરચુરણ પદો.

---

## શ્રી સિમંધર સ્વામીને વિનંતી.

કવ્વાલી. ભૈરવી.

પ્યારે જિનવર શ્રી સિમંધર. અર્જ તુજકો મય કરૂ; આપકે દર્શન ઉદકકો, મીન જ્યું નિશદિન સ્મરૂ ॥ પ્યારે૦ ॥ ૧ ॥ કર્મકે આધિન હો કર, દૂર રહે હમ તુજસે; ચહાતે ચાયર ચદ અયસે, ધ્યાન તુજકા મય ધરૂ ॥ પ્યારે૦ ॥ ૨ ॥ ધ્યાનમે ગુલતાન હો કર, ભૂલ ગયે સબ ફંદકુ; એક દુષ્કર મોહ મુજપર, આ ગયે મય કયા કરૂં ॥ પ્યારે૦ ॥ ૩ ॥ આત્મચક્ષુ જ્ઞાનપર, છારી લગી હે મોહકી; આપકે દર્શન વિના, કયસી મીટે મય કયા કરૂ ॥ પ્યારે૦ ॥૪॥ મોક્ષદાતા અર્જ સુણકર, દર્શ હમકુ દીજીએ; દર્શકે આધાર વિણુ, સંસાર કયસા મય તરૂ ॥ પ્યારે૦ ॥ ૫ ॥ તું ચિદાનંદ પૂર્ણ જ્ઞાની, જાનતે સબ ભાવકુ; મેરે દીલમે ભાવ અયસે, 'રસિક' શિવ સુખકું વરૂ ॥ પ્યારે૦ ॥ ૬ ॥

---

# શ્રી સિદ્ધ ભગવંતની સાહ્યબી.

ગઝલ.

ચિદાનંદ સાહ્યબી તેરી, તેરે બીન કોણુ જાનતહે; પ્રભુ સર્વજ્ઞ દેખતહે, મગર કહેતા ન પહોંચતહે ॥ ચિદાનંદ૦ ॥ ૧ ॥ કરે વર્ણન કદી જ્ઞાની, કોટી શત કોટી જીંહ્વાએ; મગર આયુષ્ય દોરીકા, બીચમે અંત આવત હે ॥ ચિદાનંદ૦ ॥૨॥ અજબ સુખ સાહ્યબી તેરી, અચળ આનંદમે બસતે; જરા ભય શોકને વ્યાધિ, રહિત હોકર મઝા લેતે ॥ ચિદાનંદ૦ ॥૩॥ 'અમર' નહિ હે મરણુ તુજકો, અનંતા ગુણુ તેરા હે; વિમળ સિદ્ધ શીલ્ર પર પ્યારે, નમન તુજકુ હમેરા હે ॥ ચિદાનંદ૦ ॥૪॥ સકળ સુરલોકકે સુખકા, અનંતાનંત જો હોતે; તેરી ઠકુરાઇકી આગે, જલધિકે બિંદ નવ રહેતે ॥ ચિદાનંદ૦ ॥૫॥ કરી અઠ કર્મકી હાની, નિરંજન હોગયે પ્યારે; 'રસિક' તુજ ધ્યાનસે પાવે, તેરા શિવપુરકે દ્વારે ॥ ચિદાનંદ૦ ॥ ૬ ॥

# વીતરાગ પ્રભુનું પારણું.

નાટકી રાગ

જિણુંદરાય પારણીએ ઝુલે; પારણીએ ઝુલેરે, ॥ જીણુંદરાય૦ ॥ રંગે સુશોભિત સોનાનું પારણુ, હીરા માણેક જડયું ડોલે ॥ જીણુંદ૦ ॥ ૧ ॥ માંહે નકશીદાર જાળી બનાવી, અન્ય

નહિ તસ તોલે ॥ જીણુંદ૦ ॥ ૨ ॥ મશરૂ કીનખાબની ગાદી બીછાવી, ઝુમખા બાંધ્યા બહુ ઓળે ॥ જિણુંદ૦॥ ૩॥ ઉંચા રેશમની દોરી બંધાવી, માતા હાલરીઉ બોલે ॥ જિણુંદ૦॥૪॥ ઘણું જીવો મારા વહાલા બાલકડા, સોહે શશી અમ કૂળે ॥ જિણુંદ૦ ॥ ૫ ॥ આજે મનોરથ પુગ્યા હમારા, હૈયુ હરખથી ફુલે ॥ જિણુંદ૦ ॥ ૬ ॥ એવા ઉમંગભર માતાજી વદતા, અવર આનંદને ભૂલે ॥ જિણુંદ૦ ॥ ૭ ॥ ગાતાં 'રસિક' જિન રાજાનું પારણું, સદ્ભાગ્યનું દ્વાર ખુલે ॥જિણુંદ૦॥ ૮ ॥

---

## મન મધુકરની ભ્રમણતા.

### રાગ માઢ કવ્વાલી.

કાયકુ વ્યર્થ ગુમાવે હો ભ્રમરા, અવસર ફીર નહિ આવત હે; સ્વપ્ન તુલ્ય સંસારકી બાજી, આંખ ખુલે સબ જાવત હે ॥કાયકુ૦॥૧॥ દશ દષ્ટાંતે દુર્લભ નરભવ,પૂરન પુન્યસે પાવતહે; ધર્મક્રિયા બિન ફોગટ ખોવે, રત્નસે કાગ ઉડાવત હે ॥ કાયકુ૦ ॥૨॥ હોય પતંગ જ્યું સાહ્યબી તેરી, પુન્ય દોર જબ તુટત હે; ઉઠી ચલે જીવ ભ્રમર બિચારા, રંક બની શીર કુટત હે ॥કાયકુ૦॥૩॥ વિદ્યુતસે અતિ વેગ તુમારા, ક્ષણમે બેહદ ચાલત હે; જાગે બિચારકી નિદ્રાસે જબ, તેહી બળદ ઘર ભાળત હે ॥ કાયકુ૦ ॥૪॥ દેવ નિરંજનકે શરણેમેં, અક્ષય સુખ મીલાવત હે; 'રસિક' રટો મન ભ્રમરજી પ્યારે, જિન ગુણ ભ્રમણ મીટાવતહે ॥ કાયકુ૦ ॥ ૫ ॥

---

## શ્રી વૃષભ દેવ ભગવાનને અરજ.

સરસમાં સરસ સાર સંસાર શું છે—એ રાગ.

અરજ એક મ્હારી સુણો જિનરાયા, વસ્યા મોક્ષ નગરે તજી માન માયા ॥ અરજ૦ ॥૧॥ મને પ્રીત લાગી પ્રભુ આપનાથી, ચહે મોર જ્યમ ચિત્તમાં મેઘરાયા ॥ અરજ૦ ॥૨॥ રટું નિશદિન નામ ત્હારૂંજ પ્યારૂં,મને સુખકારી લગી તુંજ છાયા ॥ અરજ૦ ॥૩॥ દીયો દર્શ હે દેવ આધાર ત્હારો, વર્યા શિવરાણી તજી તુચ્છ કાયા૦ ॥અરજ૦॥૪॥ મને કોડ ઝાઝી રમા મુક્તિ વરવા, અધિકારી તે’ના તમે છો નીમાયા ॥ અરજ૦॥૫॥ ગ્રહો હાથ ભવ સિંધુથી નાથ તારો, ઘણા જેમ તાર્યાં મરૂદેવી જાયા ॥ અરજ૦ ॥૬॥ વદુ શું વધારે મતિ મંદ મ્હારી, પ્રભુ લાજ રાખો કરી કો ઉપાયા ॥અરજ૦॥૭॥ ‘રસિક’ ગુણ ગાવે વૃષભજી તુમારા,નમુ નિત્ય ભાવે પ્રભુ તુજ પાયા ॥અરજ૦॥૮॥

---

## શ્રી સિદ્ધગિરિરાજનો વિરહ.

ગઝલ.

પ્રભુ શ્રી વીરના પુત્રો, શૂરાતન તો બતાઓને; વિમળ ગિરિરાજના રક્ષક, તરીકે બહાર આવોને ॥પ્રભુ૦॥૧॥ અનાદિ કાળનું એતો, તરણ તારણ તીરથ પ્યારૂં; અનંત! સિદ્ધનું સ્થાનક, અરે ઉરમાંહી લાવોને ॥ પ્રભુ૦ ॥૨॥ અરે એ આપણી દોલત, સકળ સુખનું ખરૂ સાધન; પડયુ પરવશ અનાર્યોને, કરી યુક્તિ બચાવોને. ॥પ્રભુ૦॥૩॥ સકળ ભારત તણા જૈનો,

વિચારે શું હવે વળશે; નથી સત્તા અગર લબ્ધિ, છતાં તૈયાર થાવોને. ાાપ્રભુ૦ાા૪ાા નથી સમશેરથી લડવું, નથી ઇચ્છા બુરી કાંઇ; તથાપી તીર્થ રક્ષાની, ખરે ધુણી ધખાવોને ાા પ્રભુ૦ાા૫ાા તમારે શું હવે કરવું, રહ્યો એ પ્રશ્ન તો બાકી; જિનાજ્ઞા સંઘનું ફરમાન, જીગર માંહી ઠસાવોને ાાપ્રભુ૦ાા૬ાા ભલે નિજ પ્રાણુથી પ્યારી, તમે યાત્રા કદી માનો; તથાપી સંઘની આણા, ખરા દીલથી વધાવોને ાા પ્રભુ૦ાા૭ાા કદાપી સંઘની આજ્ઞા, વિરાધી કો કરે યાત્રા; મળે ફળ ઉલટું એનું, કહે જિનરાજ ધ્યાવોને ાા પ્રભુ૦ ાા૮ાા પુરાતન આપણા હકનો, મળે નહિ ન્યાય જ્યાં સુધી; કરી છેલ્લુ નમન એને, તપસ્યામાં ઝુકાવોને ાા પ્રભુ૦ ાા૯ાા નગર કે ગામના વાસી, ક્રમે આંબેલ તપ જોડી; સકળ વિઘ્નો વિખરવાને, અધિષ્ટાયક જગાવોને ાાપ્રભુ૦ાા૧૦ાા અચળ શાસન જિનેશ્વરનું અરે એ વાત છે સાચી; તથાપી યત્ન આરંભી, 'રસિક' સેવા બજાવોને ાા પ્રભુ૦ ાા ૧૧ ાા

## શ્રી સિદ્ધગિરિરાજના વિરહમાં.

[ રાગ આશાગોડી તાલ લાવણી. ]

સિદ્ધગિરિ સાહેબ (૨) સિદ્ધગિરિ સાહેબ સ્મરીએજી; વરસ દિવસથી વિરહ પડયો તે, કેમ કરીને દૂર કરીએજી ાા સિદ્ધ૦ ાા ચાગતિ દરિએ દુઃખ ઉછાળે, તારણ તરણ આ પંચમ કાળે, પ્રવહણ સમ એ (૨)

ભવિજનને ઉદ્ધરીએજી ।। સિદ્ધ૦ ।। ૧ ।। પરમ પવિત્ર એ સ્થળને નિરખી, આત્મ અનંતા નિજ ગુણ પરખી, દુઃખથી વિરામી (૨) અનુપમ શીવસુખ વરએજી ।।સિદ્ધ૦ ।।૨।। તીન ભૂવનમાં એહુની હોડે, અન્ય તીરથ કોઇ નાવે જોડે, એમ નિજ મુખથી (૨) સિમંધર ઉચ્ચરીએજી ।।સિદ્ધ૦ ।।૩।। શીતળ છાયા એ ગિરિવરની, સુંદર રચના જાસ શીખરની, અનુપમ જિનગૃહ (૨) દેખી દીલમાં ઠરીએજી ।। સિદ્ધ૦ ।।૪।। આજ કીરયો પાપોદય જાગ્યો, યાત્રાનો અંતરાય ન ભાગ્યો, કોઇ પુન્યશાળી (૨) આ આપદ દૂર હરીએજી ।।સિદ્ધ૦ ।।૫।। શાસન સહાયક સુરનર આજે, આ દુઃખ વાદળ અમ શીર ગાજે, મહેર કરીને (૨) વિનતડી ઉર ધરીએજી ।।સિદ્ધ૦।।૬।। એમ અનેક ઉમળકા આવે, નિર્ધન ઇચ્છા નિષ્ફળ જાવે, તપ જપ ધ્યાને (૨) પુન્ય અતિશય ભરીએજી ।। સિદ્ધ૦ ।।૭।। પુન્યે પાપ ટળે એ વાણી, લોક વિષે પ્રચલિત છે કહાણી, પુન્યના કારણ (૨) રસિક સદા આદરીએજી ।। સિદ્ધ૦ ।। ૮ ।।

---

## શ્રી સિદ્ધગિરિરાજના વિરહની ધુનમાં.

**[રાગ-ભીમપલાસ કવાલી.]**

શાસન સુહાને વાલે, દર્શન કભી કરેંગે; તારન તરન તીરથકા, દર્શન કભી કરેંગે ।। શીર છત્ર વો હુમારા, ભવ ધુપ શમાનેવાલે; અંતરાય ખડા હુવા હય ।। દર્શન૦।।૧।। ભવિ જીવ જીવનકે દાતા, સંસાર સમુદ્ર ત્રાતા; આધાર અલગ

હુવા હય ॥ દર્શન૦ ॥ ૨ ॥ ઈસ જગત મુસાફરીમેં, આરામ અવલ વો દેતે; મુક્તિ લતાકી કલિયા ॥ દર્શન૦ ॥૩॥ જહાંમે નહિ મીલેગા, ઈનકી બરાબરીને; તીરથ બડા સુના હય ॥ દર્શન૦ ॥૪॥ આફત હમે પડી હય, જાત્રા લગી બીરહકી; વો દુઃખ હઠાને વાલે ॥ દર્શન૦ ॥૫॥ કોઇ હય નજૂમી પૂરા, આબાદ ઈલમ બતાદે; જ્યોતી જગાને વાલે ॥ દર્શન૦ ॥૬॥ કોઈ હય પ્રભુકે બંદે, હમ દર્દ મીટાને વાલે; એક યેહી લગન લગી હય ॥ દર્શન૦ ॥૭॥ શાસન સુરી[1] તુમારે, સ્વધર્મી તુજે પુકારે; એકવાર હમેં સુનાદે ॥ દર્શન૦ ॥૮॥ સર્વજ્ઞ યુગાદિ દેવા, કયસે મીલે તું મેવા; ચાહે 'રસિક' જીગરમે ॥ દર્શન૦ ॥ ૯ ॥

---

## શ્રી શત્રુંજય તીર્થની સેવા માટે સ્રીમંડળ.

[ગઝલ.]

બનો તૈયાર સહુ બેનો, અરે નિજ ધર્મને માટે; અણોના પ્રાણની પરવા, અરે નિજ તીર્થને માટે ॥ બનો૦॥૧॥ અનંતો કાળ આથડતા, મળ્યું માનવ પણ આજે; કરો નિશ્ચય સફળ કરવા, તમે નિજ ધર્મને માટે ॥ બનો૦॥૨॥ ભવોભવ આ શરીર મળશે, સ્વજન પરિવારના મેળો; સમય અણમોલ આ લેખો, અરે નિજ ધર્મને માટે ॥બનો૦॥૩॥ પરમ શાન્તિ તણુ

---

૧ દેવી.

સાધન, અનંતા સિદ્ધની ભુમિ; હ્રદયમાં દાઝ લાવોને, અરે નિજ ધર્મને માટે ॥ બનો૦ ॥ ૪ ॥ ખરેખર પ્રાણુથી પ્યારૂ, તરણુ તારણુ તીરથ જાણો; યથા શક્તિ પુકારોને, અરે નિજ ધર્મને માટે ॥બનો૦॥૫॥ પડયું આધિન લોભીને,લુંટે હક્ક આપણું એતો; બતાવો વીરતા એને, અરે નિજ ધર્મને માટે ॥બનો૦॥૬॥ પુરૂષ જોકે બધું કરશે, તથાપી આપણે જઇશું; વિખરવા જે પડી આફત, અરે નિજ ધર્મને માટે ॥ બનો૦॥૭॥ મળે નહિ આપણા હક્કનો, અદલ ઇન્સાફ જે વારે; સખી આ પ્રાણ પાથરશું, અરે નિજ ધર્મને માટે ॥ બનો૦ ॥૮॥ ચતુર્દશ ક્ષેત્રમાં એવું, અનુપમ તીર્થ નાહ કોઇ; બજાવો જે બને સેવા, અરે નિજ ધર્મને માટે ॥ બનો૦ ॥૯॥ થશે જો તીર્થની રક્ષા, સકળ યત્નો સફળ ગણશું; છતાં જો દેહ પડશે તો, અરે નિજ ધર્મને માટે ॥ બનો૦ ॥૧૦॥ "રસિક" આ તીર્થ સેવાનો, સમય સાચો મળ્યો માની; સમર્પો આપણુ સર્વે, અરે નિજ ધર્મને માટે ॥ બનો૦ ॥ ૧૧ ॥

---

## શ્રી સિદ્ધગિરિરાજના વિરહમાં સ્ત્રીમંડળના ઉદ્ગારો.

[ શું કહું કથની મ્હારી રાજ—એ રાગ. ]

અશુભ ઉદય થયો આજે બહેન, અશુભ ઉદય થયો આજે; આખી જૈન સમાજે બહેન, અશુભ ઉદય થયો આજે ॥ કંઇક ભવાંતરના બહુ પાપો, પ્રગટયા એકીજ સાથે; સામુદાયિક કર્મ ઉદયથી, રોકયા ગોહીલ રાજે બહેન ॥અશુભ૦॥૧॥

ઘોર પાતકી હીંસક જનના, ભવ ભય જેહ હઠાવે; એવો શાસ્વત એહ ગિરિવર, હાહા! દૂર બિરાજે બહેન ।। અશુભ૦ ।।૨।। ઉત્તમ એહ તીરથપર આવી, બહુ જિન આણ વિરાધી; છરી વિધાન તજીને કરતા, પાપ ઘણા રસ કાજે બહેન ।। અશુભ૦ ।।૩।। સર્વ સિદ્ધિદાયક એ સ્થાને, ચીર સંચિત અઘ નાશે; પણ જો એ સ્થળ આશ્રવ સેવે, તો બહુ દુઃખથી દાઝે બહેન ।। અશુભ૦ ।।૪।। નિર્મળ ગંગા જળ પામીને, મેલ ઘણાય નિવારે; પણ ઉપયોગ કરે કોઇ ઉલટો, તો વપુ કીચડ બાઝે બહેન ।। અશુભ૦ ।।૫।। સુરમણિ મળતા સજ્જન પામે, ઇચ્છિત જે મન ચાહે; અબુધ માનવી એ કર ચઢતા, શીર ફોડે વિણ લાજે બહેન ।।અશુભ૦ ।।૬।। એ સઘળું સંભારી સહીઅર, શોક કરે શું વળશે; ધન બુદ્ધિનો ખર્ચ કરીને, આપણ એક અવાજે બહેન ।। અશુભ૦ ।।૭।। ભાવિ હોય થવું તે થાવે, પણ શુભ યત્ન આદરીએ; ભૂલ્યા ત્યાંથી ફેર ગણત્રી, કરીએ શુભ ઇલાજે બહેન ।।અશુભ૦ ।।૮।। તપ જપ કિરિયા ધ્યાન કરીને, સર્વ અશુભ વિખરીએ; અશુભ ટળે શુભ ઉદય રસિકથી, જગ જસ કીર્ત્તિ ગાજે બહેન ।। અશુભ૦ ।। ૯ ।।

## પ્રાણથી પણ વહાલું તીર્થ.

રાગ ભૈરવી ગઝલ.

જાય તીરથ આપણું તો, પ્રાણ પણ શા કામના;
ન્યાય સાચો ના મળે તો, પ્રાણ પણ શા કામના. જાય૦

કાળ કેવો આવીઓ આ, રાજવી સહુ નામના;
ધર્મ લુટે તેહ સામે–પ્રાણ પણ શા કામના. જાય૦ ૧
પૂર્વ કાળે થઇ ગયા, નરવીર ક્ષત્રી સાંભરે;
પાળતા રૈયત ગણીને–પ્રાણ પણ શા કામના. જાય૦ ૨
એજ ક્ષત્રી કૂળમાં, પાકયા અરેરે બાપડા;
ધર્મ ધ્વંસીને કહો આ–પ્રાણ પણ શા કામના. જાય૦ ૩
લોભ વશ લુંટે પ્રજાને, સર્વ રીતે ક્રૂરએ;
ધર્મ જયાં લુંટાય ત્યાં તો–પ્રાણ પણ શા કામના. જાય૦ ૪
કાળ અનહદ વહી ગયો, જાશે અનંતો તે છતા;
તીર્થ પ્રેમી બોલશે આ–પ્રાણ પણ શા કામના. જાય૦ ૫
આજ છે કાલે નથી આ, દેહ તો પ્રજળી જશે;
આત્મ ઉદ્ધરવા બદલ આ–પ્રાણ પણ શા કામના. જાય૦ ૬
આત્મ ઉન્નતિ માર્ગમાં, આ તીર્થ સેવા જાણવી;
જ્ઞાનીના એ વેણ આગળ–પ્રાણ પણ શા કામના. જાય૦ ૭
તીર્થ સેવા ભક્તિ કે, રક્ષા કરે તે મેળવે;
મોક્ષ પદવી તેહ ખાતર–પ્રાણ પણ શા કામના. જાય૦ ૮
વીરના સંતાન શું, શયતાનથી ડરશે કદી;
એ રસિક છે ભાવ તેને–પ્રાણ પણ શા કામના. જાય૦ ૯

## જમાનો ફરે પણ ધર્મના સિદ્ધાંતો નજ ફરે.

( રાગ ભૈરવી ગઝલ )

જમાનાને ધરી આગળ, અધર્મી ધર્મ ડોળે છે;
બુઝાવી દીપ અંધારે, ગુમાવી ચીજ ખોળે છે. જમા૦
ગયો ભૂતકાળ અણુ માપ્યો, અનાગત અંત વિણુ રહેશે;
બધાનું હિત કરનારો–અધર્મિ ધર્મ ડોળે છે. જમા૦ ૧
શરીરનો રંગ બદલાતા, આત્મ તે આત્મ રહે તેમજ;
વખત પલટે નહિ ન્યારો–અધર્મિ ધર્મ ડોળે છે. જમા૦ ૨
ગગનમાં વાદળી છાયે, રવિનું તેજ ઢકાયે;
જગતને જ્યોતિ દેનારો–અધર્મિ ધર્મ ડોળે છે. જમા૦ ૩
નદી ઓળંગી જાવાને, અખંડિત પૂલ ઉપયોગી;
છતાં એ પંગુ મન ખારો–અધર્મિ ધર્મ ડોળે છે. જમા૦ ૪
સતીપર આગ જો આવે, સતિ અસતિ ન કદી જાવે;
વિમળ હમ્મેશને માટે, અધર્મિ ધર્મ ડોળે છે. જમા૦ ૫
ખરે નક્ષત્રને તારા, ફરે જડ વૃક્ષને પહાડો;
ધર્મ તે ધર્મ રહેનારો–અધર્મિ ધર્મ ડોળે છે. જમા૦ ૬
જગતની સર્વ સામગ્રી, દીસે ક્રમવાર ચઢીખાતી;
યથાશક્તિ ન સાધે પણ–અધર્મિ ધર્મ ડોળે છે. જમા૦ ૭
પૂરા શ્રીમંત થાવાની, ઘણા મન હોંશ રાખે છે;
તથાપિ પ્રાપ્તિ દૈવાધિન–અધર્મિ ધર્મ ડોળે છે. જમા૦ ૮
ચહે કોઈ ક્રોડ સોનૈયા, મળે બે ચાર રૂપૈયા;
ગ્રહ્યું તે ગાંઠ બાંધે છે–અધર્મિ ધર્મ ડોળે છે. જમા૦ ૯

મળે નહિ પૂર્ણ ત્યાં સુધી; પ્રયત્નો ખૂબ ખેડે છે;
જમાનો ત્યાં નહિ જોતા—અધર્મિ ધર્મ ડોળે છે. જમા૦ ૧૦
નહિ ત્યાં છોડશે ધંધો, નહિ કોઇ વાત સંભારે,
છતી આંખે બની અંધો—અધર્મિ ધર્મ ડોળે છે. જમા૦ ૧૧
જમાનો ધર્મ ફેરવવા, વદે તે કેમ નવ ફરતાં;
વિના વસ્ત્રે ઘણાં નિર્ધન—અધર્મિ ધર્મ ડોળે છે. જમા૦ ૧૨
જરાયે ધર્મ નવ કરશે, છતાં ધર્મી ગણાવાને,
જમાનો હાથ રાખીને—અધર્મિ ધર્મ ડોળે છે. જમા૦ ૧૩
ચળે મેરૂ અગર પૃથ્વિ, બળે કોઇ શીત ચંદનથી;
ચળે કે ના બળે એવો—અધર્મિ ધર્મ ડોળે છે. જમા૦ ૧૪
ભલે કોઈ અલ્પ આરાધે, અગર કોઈ પૂર્ણ પણ સાધે;
નહિ કોઇ કાળ ફરનારો—અધર્મિ ધર્મ ડોળે છે. જમા૦ ૧૫
ઉછાળે સૂર્યની સામે, અભણ કોઇ ધૂળની મુષ્ટિ;
બગાડે આપનું એમજ—અધર્મિ ધર્મ ડોળે છે. જમા૦ ૧૬
'રસિક' જે ધર્મ ઉત્થાપે, કુઠારે પાય નિજ કાપે;
અચળ નિર્મળ છતાં આજે—અધર્મિ ધર્મ ડોળે છે. જમા૦ ૧૭

---

## સાચો સહાયક ધર્મ બંધુ.

### રાગ દેશ. તાલ લાવણી.

ધર્મ સહોદર તું મુજ બાંધવ, સુખ દુઃખમાં સહચારીરે;
ભવરણમાં દુઃખ દવથી બળતા, જીવને શીતળ વારીરે;
કલ્પિત સુખ વિષમાં મુઝાતા, આતમને ઉપકારીરે—ધર્મ. ૧

માત પીતા સુત બાંધવ બેની, સ્વારથીઆ સંસારીરે;
જન્મ મરણ ચકડોળે ફીરતાં, કોઇ ન આવ્યું હારીરે–ધર્મ ૨
આદિ રહિત જગકાળ અનંતો, ભ્રમણ ચક્ર ગતિ ચારીરે;
આધિ વ્યાધિથી કોણ ઉગારે, એક ધર્મ સુખાકારીરે.–ધર્મ. ૩
ધર્મ ધર્મ સબ જગ ઉચ્ચારે, પણ નહિ મર્મ વિચારીરે;
કોન ધર્મ જગમેં સુખદાયક, સમજણકી બલિહારીરે–ધ. ૪
સાચો ધર્મ શ્રી જિનવર ભાષિત, દોય ભેદ જસ ભારીરે;
શિવસુખદાયક પંચ મહાવ્રત, દુસરા અણુવ્રત ધારીરે.–ધ. ૫
અણુવ્રત ધરતા મહાવ્રત ધ્યાવે, મહાવ્રતકી શિરદારીરે;
એ વિણ અચળ નિવાસ ન હોવે, બોલે જિનગણધારીરે.–ધ. ૬
દાન શિયળ તપ ભાવાદિક રૂપ, ધર્મના ચાર પ્રકારીરે;
દેશથકી કોઇ સર્વથી સાધે, સાધ્ય ગણે શિવનારીરે.–ધ. ૭
દીર્ઘ પંથ કોઇ ચલત મુસાફીર, ત્વરિત ગતિસે વિહારીરે.
પંગુ ચલે કોઇ મંદ ગતિસે, સ્થળ એકજ નિરધારીરે.–ધ. ૮
આજ લગી અમેં પંગુ પ્રમાણે, આ જીંદગાની ગુજારીરે;
રામવિજય ગુરૂરાજ કૃપાથી, દિક્ષા હુઇ અમ પ્યારીરે.–ધ. ૯
આજ હુવો અમ જન્મ સફળ જિન, સંયમ ધર્મ સ્વીકારીરે;
રસિક મુસાફર એ વિણ જગમાં, કોણ શકે ઉદ્ધારીરે.–ધ. ૧૦

## દિક્ષા સંમત્તિ પ્રદાન ગીત.

[ માતાજી તુમે ધન્ય ધન્યરે–એ દેશી ]

સખી ધન્ય દિવસ ઘડી આજરે, તમે કીધું અલૌકિક કાજરે,
ગુરૂ વાણી શ્રવણ કરી જાણીરે, જિન દિક્ષા ધર્મ પીછાણીરે.

॥ ૧ ॥ ધર્યો બાળક શ્રી ગુરૂ ચરણેરે, તે જાશે સંયમ શરણેરે, એ સંયમ જગ ઉપગારીરે, વળી મોક્ષ નગરની બારીરે. ॥ ૨ ॥ ગત કાળે ઘણાએ લીધુંરે, લઇ આતમ કારજ કીધુંરે, જે લે તે લહેજત જાણેરે, અન્ય અજ્ઞ વૃથા હઠ તાણેરે. ॥ ૩ ॥ જિન ચોવીસ જે વર્તમાનરે, વળી ગણધર મુનિ ગુણવાનરે, સહુ સંયમથી પુજાયરે, સંયમ ઇચ્છિત સુખદાયરે. ॥ ૪ ॥ સંયમથી મહા સંતોષરે, સંયમ શાન્તિનો કોષરે, સંયમ ક્રુર કર્મ હઠાવેરે, સંયમ નિજ ગુણ પ્રગટાવેરે. ॥ ૫ ॥ સખી એ સંયમના રાગીરે, તમે દંપતી મોહને ત્યાગીરે, કરી શ્રેષ્ટ પ્રતિજ્ઞા ભાવેરે, "ભલે પુત્ર તું મુનિવર થાવેરે," ॥ ૬ ॥ ગુરૂ રામવિજય ગુણ દરિયારે, રગ રગ સંયમ રસ ભરીયારે, એ શ્રી જિન શાસન ધોરીરે, દે દિક્ષા જન મન કોરીરે. ॥ ૭ ॥ ઉપદેશ અજબ વરસાવેરે, ભવિ ચાતક મન હરષાવેરે, એ ઉત્તમ સદ્‌ગુરૂ પામીરે, તુમ પુત્ર થશે જન સ્વામીરે. ॥ ૮ ॥ સહુ માત પીતા તુમ જેવારે, નિજ વત્સને સંયમ દેવારે, ઘેર ઘેર ઉમંગી થાવેરે, તો દિક્ષા રસિક દીપાવેરે. સખી૦ ॥ ૯ ॥

---

## દિક્ષા માટે પ્રયાણનું ગીત.

[ મહારૂ સાજન દેખીને વેવાઈ બી ગયો—એ દેશી. ]

આજે ઓચ્છવ રંગ વધામણા, રૂડા મંગળ ગીત ગવાયરે ॥ મુનિ વંદીએ ॥ તજી મોહ નરેંદ્રની સેવના, મનુ સંયમ લેવા

જાયરે. ॥ મુનિ વંદીએ ॥ ૧ ॥ નિજ આશ્રિત પલટયો દેખીને, મોહ રાજા ઘણું ખીજાયરે. ॥ મુનિ વંદીએ. ॥ જેથી સર્વ કુટુંબ ભેળુ કરી, પૂછે શું કરવો ઉપાયરે. ॥ મુનિ વંદીએ. ॥ ૨ ॥ પેલો ધર્મ લુંટે ધન માહરૂ, એને કેમ કરીને ખમાયરે. ॥ મુનિ વદીએ. ॥ તમે આપો સલાહ હું શું કરૂં, ઘડી એક ધીરજ નહિ થાયરે. ॥ મુનિ વંદીએ ॥ ૩ ॥ તત્ર મોહ સેનાપતિ ઉચરે, નથી સાહેબ કાંઇ ઇલાજરે. ॥ મુનિ વંદીએ. ॥ મને લાગે સમય પ્રતિકૂળ છે, માટે સાચવવી ઘટે લાજરે. ॥ મુનિ વંદીએ. ॥ ૪ ॥ કાંક લેવા જતા દેવા થશે, નથી અવસર આપણો હાલરે. ॥ મુનિ વંદીએ. ॥ જાણી બુઝી મરણ કોણ નોતરે, જેમ વાનર ચૂકે ફાળરે. ॥ મુનિ વંદીએ. ॥ ૫ ॥ ભલભલાને ભૂપર નાંખતો, શુરો કામ કુંવર સરદારરે. ॥ મુનિ વંદીએ. ॥ વિલે મુખ એ પણ પાછો વળ્યો, પછી અન્યતણા શા ભારરે. ॥ મુનિ વદીએ. ॥ ૬ ॥ સુણી સૈન્યપતિ શીખ શોચતાં, લાગી મોહ ભૂપતિ મન હાયરે. ॥ મુનિ વંદીએ ॥ મારૂ સૈન્ય સકળ નિર્બળ દીસે, ત્યારે દુશ્મન કેમ જીતાયરે. ॥ મુનિ વંદીએ. ॥ ૭ ॥ એમ ચિંતે બળાપો બાપડા, પડયા મોહ વિવશ જે દીનરે. ॥ મુનિ વંદીએ ॥ કેઈ ધર્મ 'રસિક' હરખે ઘણું, બની સંયમ રસમાં લીનરે. ॥ મુનિ વંદીએ. ॥ ૮ ॥



## દિક્ષાના વરઘોડાનું ગીત.

**સખીઓ નિજનિજ નીતિધર્મ સદા સંભાળીએરે—એરાગ.**

સહીયર દિક્ષાનો વરઘોડો આ દીપે અતિરે,
જેને નિરખી ગુણીજન મનમાં બહુ ખુશ થાય,
બાળકુંવર મનુભાઇ સંયમ લેવા નીસર્યોરે,
લઘુ વય દેખી કંઇક જનોને અચરિજ થાય,
પૂરા પુન્ય ઉદયથી અવસર આવો પામીએરે. ૧

**સાખી**—પૂર્વકાળમાં બહુ થયા, આવા ધર્મ પ્રસંગ;
પણ આ સમયે દોહીલો, આવો સંયમ રંગ.
જેના માત પીતાએ શાસનને શોભાવીઉંરે,
લઘુ વયમાં ગુરૂ ચરણે અર્પણ કીધો બાળ—પૂરા. ૨

**સાખી**—આ સંદેશો સાંભળી, ધર્મ પ્રેમી હર્ષાય;
સામૈયું શણગારવા, ભક્તિ સહિત સહુ આય.
ફક્કડ અલબેલા સાબેલા લાવ્યા હોંશથીરે,
સાથે મીઠા સ્વરથી ગરજે બેન્ડ શ્રીકાર—પૂરા. ૩

**સાખી**—ગાડી મોટર પાલખી, હય ગય ભભકાદાર;
આગળ નોબત ગડગડે, પિછે ચલે અસ્વાર.
આવા ધર્મ કાર્યમાં ભાગ લીયે બહુ ભાવથીરે,
જૈન સ્વયંસેવક મંડળને છે ધન્યવાદ—પૂરા. ૪

સાખી—શ્રેણિકરાયે ઉજવ્યો, દિક્ષા મહોત્સવ સાર;
શાલીભદ્ર સંયમ લીયે, આપ બન્યો છડીદાર.
ચલે અશ્વ ચઢીને નેકી વચન ઉચ્ચારતોરે,
'આવો ભોક્તા ભોગ તજે તે અજબ ગણાય.'—પૂરા. ૫
સાખી—નેમીનાથ ઉપદેશથી, કૃષ્ન વદે ઉદ્ગાર;
જે કોઇ સંયમ આદરે, ભક્તિ કરૂં ધરી પ્યાર.
એમ વિચારી પોતે ઢેલ પડાવી પૂરમાંરે,
જેથી ઉલટયા સંયમ રસિયા કંઇક સુજાણ—પૂરા. ૬
સાખી—દ્વારિકામાં નવનવા, નિત નિત ઓચ્છવ થાય;
સઘળો ખર્ચ શ્રી કૃષ્નજી, કરતા ઉલ્લટ લાય.
ઘરના પુત્ર અને પુત્રીઓ પણ સંયમ લીએરે,
ઘરને પરની શોભા એક સરીખી થાય—પૂરા. ૭
સાખી—ઘરના પરના કોઇને, રોકે નહિ તે રાય;
જિન સંયમ જસ મન વરો, અનુમોદી મલકાય.
પોતે પાપ ઉદયથી સંયમ નવ સાધી શકેરે,
પણ તે અવર કોઇને કરે નહિ અંતરાય—પૂરા. ૮
સાખી—એ રીતે આજે મળ્યા, ધર્મ રસીક નરનાર;
પ્રૌઢ સ્વરે ઉચ્ચારતા, શાસનનો જયકાર.
શાસન રક્ષક ધર્મ ધુરંધર રામવિજય ગુરૂરે,
આપી રસિક દેશના ખીલવ્યો જૈન સમાજ.—પૂરા. ૯

## દિક્ષા લેતી વખતનું ગીત.

સિદ્ધાચળ શીખરે દીવોરે–એ દેશી.

તમે દિક્ષા લ્યો પુન્યશાળીરે, શ્રીજિન શાસનના રસિયા ॥ પૂર્ણ બતાવો પાળીરે, શ્રીજિન ॥ જિન આગમને લઇ અનુસરજોરે, શ્રીજિન ॥ ગુરૂ આજ્ઞા દિલમાં ધરજોરે, શ્રીજિન૦॥૧॥ મુનિ સૂત્ર અર્થ મુખ કરજોરે, શ્રી જિન૦ ॥ જન પ્રતિબોધી ઉદ્ધરજોરે,શ્રી જિન૦॥ દશ વિધ યતિ ધર્મ દીપાવીરે, શ્રીજિન૦॥ તમે થાજો અગ્રગ પ્રભાવીરે, શ્રી જિન૦ ॥૨॥ આ ભવ સાગરથી તરવારે, શ્રી જિન૦ ॥ નર જન્મ કૃતારથ કરવારે, શ્રી જિન૦॥ જગ ફંદે જે ન ફસાયરે, શ્રી જિન૦॥ તસ આતમ સિદ્ધિ થાયરે, શ્રી જિન૦ ॥૩॥ તમે બાળવયે બહુ કીધીરે શ્રી જિન. નિજ આતમ સત્તા લીધીરે, શ્રી જિન. જે વિષય વિલાસી હોયરે, શ્રી જિન. તે વૃદ્ધ છતા લઘુ જોયરે, શ્રી જિન૦ ॥૪॥ જે વિષય થકી મન વાળેરે, શ્રી જિન૦॥ જે સંયમ ગુણ અજુવાળેરે, શ્રી જિન૦॥ તે બાળક પંડિત તોલેરે, શ્રી જિન૦॥ એમ શ્રી જિન આગમ બોલેરે, શ્રી જિન૦ ॥૫॥ તમે પૂર્વ પુરૂષ સંભારીરે, શ્રી જિન૦॥ ઉરમાં તસ ગુણ ઉતારીરે, શ્રી જિન૦॥ જિન સંયમ જગ વિસ્તરજોરે, શ્રી જિન૦॥ યશ ઉજ્વલ લક્ષ્મિ વરજોરે, શ્રી જિન૦ ॥૬॥ એ નમ્ર વિનંતિ અમારીરે, શ્રી જિન૦॥ અમેઆપ દને ઉચ્ચારીરે, શ્રી જિન૦॥ ગુરૂ રામવિજય ગુણ રાગીરે, શ્રી જિન૦॥ તમે રસિક મુનિ વૈરાગીરે, શ્રી જિન. ૭

---

# કોણે કમાયો !!

ગઝલ.

રળેલા દામનો જેણે, કર્યો ઉપયોગ દુનિઆમાં;
જનુની પેટ જન્મીને, કમાયો એજ દુનિઆમાં. ૧
કદી કો દાનમાં દેતા, ભલે કોઈ ભોગમાં લેતા;
ઘણું થોડું ભલુ બુરૂ, કમાયો એજ દુનિઆમાં. ૨
ઉદય જો લાભનો થાવે, કૃપણ લક્ષ્મી કદી પાવે;
કરે પંપાળ બહુ ભાવે, કમાયો એજ દુનિઆમાં. ૩
ખરચતાં જીવ ના ચાલે, બીજાનું દેખી મન બાળે;
એહી દિન રાત સંભાળે, કમાયો એજ દુનિઆમાં. ૪
પછાડી છોકરો છેલો, ઉડાવે હાથ આવેલો;
અનાચારે બની ઘેલો, કમાયો એજ દુનિઆમાં. ૫
ઘસી પગ હાથ ના દીધુ, નહી ખાધુ નહી પીધુ;
કુપૂત્રે કામમાં લીધુ, કમાયો એજ દુનિઆમાં. ૬
ભલે નીજ માટ વાવરશે, બીજાનું શું ભલું કરશે;
કરે નીંદા હૃદય હરખે, કમાયો એજ દુનિઆમાં. ૭
બીજાનો યશ સુણી કાને, ઉદર ભરનાર દુઃખ માને;
કટાણુ મોં કરી જાણે, કમાયો એજ દુનિઆમાં. ૮
ખરો નર એજ દુનિઆમાં, ધરે જર નિજ પર માટે;
'રસિક' યશ પુન્યને પામે, કમાયો એજ દુનિઆમાં. ૯

"રસિક"